૧૮૯૪ના ગ્રાહકોને અમૂલ્ય ભેટ.

# શ્રી ઋષભદેવ સ્વામીનું ચરિત્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શા. ગટાલાલ ગનસુખરામ.
જૈન દિવાકરનો પ્રસિદ્ધ કર્તા.

આવૃત્તિ પહેલી. નકલ ૧૧૦૦.





અમદાવાદ
'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ.
સંવત ૧૯૫૦. સને ૧૮૯૪.
કીંમત ૦-૬-૦

# શ્રી ઋષભદેવ સ્વામીનું ચરિત્ર.

## તેર ભવના સંબંધ સાથે.

---

ગાથા--ધણમિહુણસુરમહાબલ, લલિયંગોવયરજંઘમિહુણેય॥
સોહમ્મવિજ્જઅચ્ચુ, ચક્કીસવ્વઠઉસભેય. ॥

અર્થ—પેહેલે ભવે આ જંબુદ્વીપને વિશે મહાવિદેહક્ષેત્રમાં સુપ્રતિષ્ટિત નગરને વિશે પ્રીયંકર નામે રાજા રાજ્ય કરે છે, તે નગરને વિશે મ્હોટો ધનાઢ્ય ધન્નો નામે એક સાર્થવાહ રહે છે, એકદા તે સાર્થવાહ વસંતપુર નગરે જવાને તૈયાર થયો, ત્યારે નગરમાં પડહો વજડાવ્યો કે, જે કોઇને વસંતપુર જવું હોયતો તેણે મહારી સાથે આવવું. અને તેનો હું નિર્વાહ કરીશ તે સાંભળી ઘણા લોકો તેની સાથે જવાને તૈયાર થયા, મોટો સાર્થવાહ થયો.

હવે તે નગરમાં શ્રી ધર્મઘોષસૂરી પાંચસેં સાધુ સાથે રહેલા હતા તેમને પણ યાત્રા કરવાને અર્થે વસંતપુર જવાની ઇચ્છા થઇ તેથી ધન્ના સાર્થવાહની પાસે આવીને ધર્મલાભ આપીને બોલ્યા કે, હે સાર્થવાહ જો તમારી ઇચ્છા હોય તો, અમે પણ વસંતપુર જવાને અર્થે તુમારી સાથે આવીએ. ત્યારે ધન્નો બોલ્યો જે હે સ્વામી સુખેથી મહારી સાથે પધારો. તેવારે આચાર્ય પણ તેની સાથે ચાલ્યા, હવે માર્ગે જતાં એક દિવસ શેઠને કેરીનું ભેટણું આવ્યું. ત્યારે તે સાધુને આપવા માંડ્યું, પણ તે સાધુએ સચેત જાણી

...વારો ) તેવારે આચાર્ય કહે જે હે સાર્થવાહ ! અમારા માટે તમે કાંઇપણ ચિંતા કરશો નહીં, અમારે તો સુખે ધર્મધ્યાન થાયછે તમારા સાથના યોગે અમે ઘણી અટવી ઓલંઘન કરી તેમાં તમે અમારી વાત્સલ્યતા કરી એવું સાંભળી તે સાર્થવાહ ખુશી થયો અને સર્વ સાધુઓને આહારની નિમંત્રણા કરી સાથમાં લઇ આવ્યો પછી પોતાની પાસે સુદ્ધ આહાર ઘૃતના કૂંપા હતા તે સાધુઓને ઘણા જ ઉલટથી વહોરાવતા થકે અત્યંત ભાવની વૃદ્ધિ થવા માંડી તેથી સમકિત પામી પોતાના આત્માને નિર્મળ કર્યો. પછે વર્ષાકાળ વિત્યા કેડે વસંતપુરે આવ્યા. ધર્મઘોસસૂરી પણ ધન્ના સાર્થવાહને ધર્મલાભ દેઇને તિર્થ યાત્રા કરવા ગયા. ધન્નો પણ ઘણો વખત સમકિત પાળી અંતે શુભ ધ્યાને મરણ પામ્યો એ પેહેલો ભવ જાણવો.

બીજે ભવે ઉત્તર કુરૂક્ષેત્રે જઇ યુગલીયાઓમાં ઉપન્યા તિહાં ત્રણ પલ્યોપમનું આયુષ્ય ભોગવી મરણ પામ્યા.

ત્રીજે ભવે સૌધર્મદેવલોકે દેવતા થયો.

ચોથે ભવે દેવલોકથી ચવીને પશ્ચીમ મહાવીદેહે ગંધિલાવતી નગરીના વિજયસિતબલ રાજાની ચંદ્રકાંતા રાણીના મહાબલનામા પુત્ર થયા, પરંતુ મહા વિષયી, ભોગપુરંદર થયા, વિનયવતી પ્રમુખ ઘણી રાણીયો છે, તેમની સાથે વિષયસુખ ભોગવવામાં મગ્ન રહે, અને ધર્મની વાત પણ ન જાણે, સર્વથા ગીત, ગાન, માન તથી નાટક ચેટકને હિતકારી જાણે છે. એમ મહા મોહરૂપી નિંદ્રામાં કાળ ગુમાવતાં એક દિવસને સમાજોગે નાટક પણ થઇ રહ્યું છે, તે વખતે સુબુદ્ધિનામા પ્રધાને રાજાને પ્રતીબોધવા સારૂં એક ગા-

થા નીચે મુજબ કહી.

**ગાથા–સવ્વં વિલંવિયં ગીઅં, સવ્વં નટ્ટં વિડંવણા ॥**

**સવ્વે અભરણા ભારા, સવ્વે કામા દુહાવહા ॥**

**અર્થ**—એ સર્વે ગીત જે છે તે વિલાપાત કરવા જેવાંછે, સર્વે નાટક જે છે તે વિટંબના સરખાં છે, સર્વે આભરણુ જે છે તે ભાર સમાન છે, અને એ સર્વે કામ ભોગ જે છે તે દુઃખદાઇ છે.

એ ગાથા સાંભળી રાજા બોલ્યો કે હે પ્રધાન! તુમે વિના પ્રસ્તાવે આ વૈરાગ્ય ઉત્પન્ન કરનારી ગાથા કેમ કહી? "**યત્ર સરાગસ્ત ત્રવિરાગઃ કથં? યત્ર વિરાગ સ્તત્ર સરાગઃ કથં? યત્ર શ્રીરર્થઃ તત્રઅ શ્રીરર્થઃ કથં** ।।માટે હે મંત્રી! વિના પરતાવે આ વાત શા કામની? ત્યારે પ્રધાન કહે કે મેં આ વાત પરતાવેજ કહી છે, કારણ કે આજ મને કેવળી ભગવાન મળ્યા તેમણે કહ્યું કે તમારા રાજાનું આવખું એક માસનું રહ્યું છે, તેથી હું આપને ચેતવણી આપુછું એ વાત સાંભળી રાજા ચમકયો થકો મંત્રી પ્રત્યે કહેવા લાગ્યો કે હુંતો મોહ નિંદ્રામાં સુતો હતો, પરંતુ તેં સુતાને જગાડયો તો ખરો, પણ આગ લાગીને કુવો કેમ ખોદાય? તેમ હવે એક માસનું આયુષ્ય રહ્યું, તેમાં શું ધર્મ સાધન થાય? તે વારે પ્રધાને કહ્યું કે હે રાજન તમો વિખવાદ કરશો નહીં, કારણ કે એક દિવસનું ચારિત્ર પણ મોક્ષને દેવાવાળું થાય છે અને જો મોક્ષ પ્રાપ્તી ન થાય તોપણ દેવતાના સુખને તો આપે છેજ. તે સાંભળી પુત્રને રાજ્ય આપી સાતેક્ષેત્રે

ના ભાવરી સુગુરૂ મહારાજ પાસે ચારિત્ર લેઇ ચોત્રીસ દિવશ ચારિત્ર પાળી અંતે અનશન કરી કાળ કર્યો.

પાંચમે ભવે ઇશાનદેવલોકે પ્રભવનામા વિમાનને વિશે લલિતાંગનામા સામાનિક દેવતા થયા. ત્યાં સ્વયંપ્રભાનામા દેવીની સાથે સુખ ભોગવી આયુષ્ય પૂર્ણ કર્યું.

તિહાંથી ચવીને છઠા ભવે જંબુદ્વીપે પુર્વે મહાવિદેહે પુષ્કળાવતી વિજયે લોહાગલ નગરને વિશે સુવર્ણજંઘ રાજાની લક્ષ્મીવતી રાણીનો વજ્રજંઘનામા પુત્ર થયો અને સ્વયંપ્રભાદેવી પણ વિજયેપુંડરીક નગરીએ વજ્રસેનનામા ચક્રવર્તીની શ્રીમતીનામા પુત્રી થઇ તે યોવન અવસ્થા પામી થકી એક દિવસે ચંદ્રોદય સભામાં બેઠી છે તે સમયે કોઇ સાધુને કેવળજ્ઞાન ઉપજ્યું છે, તેમને દેવતાઓ વાંદવા આવે છે, તે દેવોને દેખી એને પણ જાતિસમરણ જ્ઞાન ઉપન્યું તેવારે વિચાર્યું જે મારો પુર્વ ભવનો ભર્તાર લલિતાંગનામા દેવતાનો જીવ કયાં ઉપજ્યો હશે ? તે મળે અને હું એને પરણું તો સારૂં થાય, એમ વિચારી મૌનપણે રહી, માતા પિતાએ અનેક ઉપચાર કર્યા પણ બોલે નહી, પછે ધાઈ માતાએ એકાંતે વાત પુછી તેવારે કુમરીએ તેને એક કાગળ ઉપર ચિત્રામ કરી કુંવર આલેખી આપ્યો, અને ધાઇએ પણ તે ચીત્રપત્ર રાજાને દીધો. પછી તેના પિતા વજ્રશેન ચક્રવર્તીના વર્ષ મહોત્સવે અનેક રાજ્યપુત્રો આવ્યા અને તે ધાઇ પણ તે દિવશે ચિત્રપટ લેઇ રાજમાર્ગે બેઠી અને રાજ્યકુમારો પણ તે ચિત્રપટને દેખતા જાય છે, તેવારે વજ્રજંઘ પણ તે ચિત્ર દેખી જાતિસ્મરણ પામ્યો અને કહેવા લાગ્યો કે આ ચિત્ર તો માહારી પુર્વ

ભવની શ્રી સ્વયંપ્રભાદેવીનું ચિત્રેલું છે, એ વાત ધાઈ માતા શ્રીમતિને કહી પછી શ્રીમતી વજ્રજંઘ કુંવરને પરણી સુખે સમાધે રહે છે, (બીજી પ્રતોમાં દેવોને દેખી જાતી સ્મરણ પામી અને કેવળી મહારાજે વજ્રજંઘ નામ કહ્યું પછી ચક્રવર્તીએ વજ્રજંઘને પરણાવી વળી કોઈમાં ચિત્રપટ બનાવીને કહ્યું કે એના સ્વરૂપને જે કહે તેને હું પરણું. તત્ત કેવળી જાણે એકદા) સુવર્ણજંઘે પોતાના પુત્ર વજ્રજંઘને રાજ આપી પોતે દીક્ષા લીધી, પછી વજ્રજંઘે નાણ શ્રીમતી રાણી સહિત ગોખમાં બેઠા થકાં સંધ્યા ફુલી દેખીને વળી વિલય થઈ જોઈ તેવારે વિચાર્યું કે સર્વ વિલય થવાની વસ્તુઓ તો આ સંસારમાંજ છે માટે ચિંતવ્યું કે પ્રભાતે પુત્રને રાજ્ય આપી દીક્ષા લેઈશું તે સમયે પુત્રે પણ રાજ્યના લોભે કરીને ઝેરનો ધુમાડો કરી રાજા રાણી સમેતને વિષપ્રયોગે માર્યા.

સાતમે ભવે રાજા રાણી બંને ઉત્તરકુરૂક્ષેત્રને વિશે યુગલીયાં થયાં.—

આઠમા ભવે સૌધર્મ દેવલોકને વિશે મિત્રપણે દેવતા થયાં.

ત્યાંથી ચવી નવમા ભવે જંબુદ્વિપને વિશે મહાવીદેહક્ષેત્રે ક્ષિતિપ્રતિષ્ટિત નગરે સુવિધિનામા વૈદ્યનો જીવાનંદનામા પુત્ર થયો તે દિવસે તે નગરીએ બીજા પણ ચાર જીવ પૂત્રપણે અવતર્યા, એક પ્રસંન્નચંદ્ર રાજાનો પુત્ર મહિધર, બીજો સુનાસીરનામા પ્રધાનનો પુત્ર સુબુદ્ધિ, ત્રીજા ધન્ના શેઠનો પુત્ર ગૂણાકર, ચોથો સાગરનામા શેઠનો પૂત્ર પૂર્ણભદ્ર થયો, હવે શ્રીમતિનો જીવ સૌધર્મ દેવલોકથી ચવીને ઇશ્વરદત્તનો પુત્ર કેશવ થયો, એ પાંચે જીવાનંદના પર્મમિત્ર છે એ છએ મિત્ર સાથે મળી જમતા, રમતા થકા

સુખે કાળ નિર્ગમન કરે છે, એક દિવશે જીવાનંદને ઘેર તે છએ જણા બેઠા છે એટલામાં એક કોઢીયો સાધુ ગોચરી કરવા આવ્યા તેમને દેખીને તે પાંચે મિત્ર એકઠા થઈને વૈદ્ય પુત્રને કહેવા લાગ્યા જે અરે ! વૈદ્ય તો મતલબીયા થાય છે, જો પુન્યને અર્થે વૈદું કરતા હો તો આ સાધુનો કોઢ રોગ મટાડી આપો, ત્યારે અમે પણ જાણીયે કે તમે ધર્માત્મા છો. તે સાંભળી જીવાનંદ વૈદ્ય બોલ્યો જે હે મિત્રો ! તુમે માહારી વાત સાંભળો, આ સાધુનો રોગ મટાડવા માટે લક્ષપાક તેલ જોસે તેતો માહારા ઘરમાં તૈયાર છે પણ રત્નકંબલ તથા ગોશીર્ષ ચંદન ખપશે તે માહારી પાસે નથી માટે એ બે ચીજો ક્યાંઇથી પેદા કરો તો સાધુ માહારાજની વૈયાવચ્ચ કરીએ એ વાત સાંભળી તે છએજણે મળી અઢી લાખ સોનૈયા ભેગા કીધા. પછે તે છએ મિત્ર મળી નગરશેઠને ઘેર જઇ સોનૈયા આપી કહ્યું કે એક રત્નકંબળ અને બીજો ગોશીર્ષ ચંદન એ બે ચીજ અમને આપો. શેઠે પુછયું જે તમો એને શું કરશો? તેમણે કહ્યું કે અમે સાધુ માહારાજની વૈયાવચ્ચ કરીશું તે સાંભળી શેઠે વિચાર્યું કે એ બાળકો છતાં પણ કેવા ધર્મીષ્ટ છે અને હું આટલો મોટો વૃદ્ધ થયો છતાં પણ હજી સુધી કાંઇ ધર્મમાં સમજતો નથી એમ ચિંતવીને શેઠે સોનૈયા તો ધર્માદા વાપરી નાંખ્યા અને રત્નકંબળ તથા ગોશીર્ષચંદન તેમને આપીને પોતે દીક્ષા લીધી. અને અંતગઢ કેવળી થઇને મોક્ષે ગયા. હવે તે ઔષધ લેઇ વનમાં ગયા તિહાં મુની કાઉસગ્ગમાં ઉભા રહ્યા છે તેને "**अनुंजानी दंत्र**" એવું કહી ચામડા ઉપર મુની માહારાજને સુવારીને લક્ષપાકતેલ મસળ્યું પછી ચંદનનો લેપ કરી રત્નકંબળમાં

પેટી લીધા તિહાં પહેલી વારમાંતો તે સર્વ ચાંમડીમાં જે કાંઈ કીડા હતા તે સર્વ કંબળમાં લાગ્યા તેને ગાયના મૃત કલેવરમાં મુક્યા, ને ફરી તેલ મસળ્યું તેની ઉપર ચંદન લગાવી રત્નકંબળથી વીંટયા ત્યારે માંસ માંહેલા કીડા નિકળી પડયા, તેમજ ત્રીજી વાર પણ કર્યું તે વખત હાડ ( હાડકા ) માંહેના કીડા પણ નિકળી પડયા. પછે રોહિણી ઔષધ સાધુના શરિરે લગાડી તેમનું શરિર કંચન સરખું કરી મુકયું. પછે તે છએ મિત્રે રત્નકંબળનું દ્રવ્ય સાત ક્ષેત્રમાં ખરચીને દીક્ષા લીધી. નિરતીચાર ચારિત્ર પાળીને આયુષ્ય પુર્ણ કર્યું.

દસમે ભવે તે છએ જણા બારમા દેવલોકે દેવપણે જઈ ઊપન્યા અને તે છએ દેવ મિત્ર થયા.

અગીયારમે ભવે બારમા દેવલોકથી ચવીને જંબુદ્વિપના માહાવીદેહક્ષેત્રે પુષ્કળાવતીવિજયે પુંડરીકિણી નગરીને વિશે વજ્રસેન રાજાની ધારણીનામે રાણીની કૂખે તે છમાંથી પાંચ જણ અનુક્રમે પુત્રપણે આવી ઊપન્યા તેમાં જીવાનંદ વૈદ્ય તે ધન્ના સાર્થવાહનો જીવછે તે ચૌદ સુપન સૂચિત માતાની કૂખમાં ઊપન્યા તે જન્મ્યા પછી માતા પિતાએ તેનું નામ વજ્રનાભ આપ્યું એ જીવ ઋષભદેવજી થવાનો છે અને હમણાં ચક્રવર્તીપણે ઉપજ્યો છે. બીજો રાજાનો પુત્ર મહિધરનો જીવ, તે બાહુનામે થયો, ત્રીજો મંત્રીનો પુત્ર સુબાહુ નામે થયો, ચોથો શેઠનો પુત્ર ગુણકરનો જીવ, પીઠનામે થયો, અને પાંચમો સાર્થવાહનો પુત્ર પુર્ણભદ્રનો જીવ, માહાપીઠનામે થયો, એ પાંચતો ભાઈ પણે આવી ઉપન્યા અને છઠો કેશવનો જીવ જે પુર્વે નિરનામિકાનો જીવ છે તે વળી બીજા રાજાને ઘેર પુત્રપણે ઉપન્યો તે વજ્ર

નામા ચક્રવર્તીને ઘણોજ વલ્લભ છે તેથી એનો સારથી થાશે. એ રીતે છએ મિત્ર સુખે કરી રહેછે. પરંતુ વજ્રસેનરાજા તિર્થંકર થવાના છે માટે લોકાંતિક દેવોના વચનથી ઉદાશ થઇ વજ્રનાભનામા પુત્રને રાજ્ય આપી સંવત્સરી દાન દેઈ ચારિત્ર લેઇ ઘનઘાતિ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા તિર્થંકર થયા તે પુંડરીકિણીનગરીએ આવ્યા. વનપાલકે વધામણી આપી, તેવા અવસરમાં ચક્રરત્ન પ્રગટવાની પણ વધામણી આવી તેવારે વિચાર્યું કે પહેલી કોની પુજા કરૂં ? એમ વિચારતાં નિશ્ચય કર્યો કે તિર્થંકરને પૂજ્યા તો સર્વને પુજ્યા, એ ત્રણ લોકના નાથથી વળી બીજો કોણ વધારે ગણાય, એમ ચિંતવી કેવળ મોહોત્સવ કર્યો. ભગવાનને વાંદવા આવ્યા પછી ચક્રને પુજ્યું. અનુક્રમે છ ખંડ સાધી સૂખે રાજ્ય ભોગવે છે. એક દિવસ વળી વજ્રસેન તિર્થંકર મહારાજ સમોસર્યા. અને તેમને વજ્રનાભ પ્રમૂખ વાંદવા ગયા, થકા પ્રભુની દેશના સાંભળી છએ જણાએ દીક્ષા લીધી, તેમાં પહેલો વજ્રનાભ સાધુ થયો તે ચૌદ પુર્વ ભણ્યો અને બીજા પાંચે અગીયાર અંગ ભણ્યા. વળી બાહુનામા સાધુ છે તે પાંચસે સાધુને આહાર લાવી આપે અને સુબાહુ પાંચસે સાધુઓના પગ ચાંપે તથા પીઠ અને મહાપીઠ એ બેઉ એકાંતે તપ કરે તે સંઘાયા ધ્યાન કરે, હવે બાહુ તથા સુબાહુની ગુરૂ પ્રમુખ સર્વે પ્રશંશા કર, તેણે કરી પીઠ તથા માહાપીઠ એવુ જાણે કે જુઓ કામ સર્વને વલ્લભ છે જે સાધુ થયા તોપણ મતલબી દેખાય છે, કેમકે અમે સઘાયધ્યાન કરીએ તે અમોને કોઇ પ્રસંસતા નથી અને બાહુ સુબાહુ એમની ચાકરી કરેછે ના તેમની સર્વ પ્રશસા કરેછે માટે જગત સર્વ સ્વાર્થી છે. પછી વજ્રનાભે વીશ

સ્થાનક તપ કરીને તિર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. તથા બાહુ સાધુએ આહારના દાનથી ભોગફળ ઉપાર્જન કર્યું. તથા સુબાહુ સાધુએ પગ ચંપીના પ્રભાવથી બાહુબળ નામ કર્મ ઉપાર્જન કર્યું તથા પીઠ અને મહાપીઠે મત્સર કરવાથી સ્ત્રી વેદ બાંધ્યો. અને છઠો નિર્નામિકાનો જીવ તે શ્રેયાંસકુમાર થશે અંતે સર્વ અનશન કરી મરણ પામ્યા.—

બારમે ભવે છએ જણ સર્વાર્થસિદ્ધ વિમાને જઇ દેવપણે ઉપન્યા

તેરમે ભવે સર્વાર્થસિદ્ધ વિમાનથી તેત્રીસ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી વજ્રનાભનો જીવ તે ઋષભદેવજી થયા તથા બાહુનો જીવ ભરત ચક્રવર્તી થયો, અને સુબાહુનો જીવ બાહુબળ થયો, વળી પીઠ અને મહાપીઠનો જીવ બ્રાહ્મી અને સુંદરી થયાં એ પાંચે જીવ અનુક્રમે મોક્ષે જશે. એ તેરમો ભવ.

હવે તે કાળને વિષે ઋષભદેવ અરિહંત તે ઉનાળાનો ચોથો મહિનો સાતમું પખવાડીયું એટલે અશાડ વદી ચોથને દિવસે સર્વાર્થસિદ્ધ વિમાનથી દેવતાનું આયખુ પૂર્ણ કરીને ચવ્યા તે આ ભરત ક્ષેત્રને વિષે ઈક્ષ્વાકુ ભૂમિમાં નાભી કુળધરની મરૂદેવી ભાર્યા તેમને કૂખે મધ્ય રાત્રિને વિષે દેવ સંબંધી આહાર, દેવ સંબંધી ભવ, દેવ સંબંધી શરીર ત્યાગીને ત્રણ જ્ઞાન સહિત ગર્ભ પણે આવી ઉપન્યા થકા મરૂદેવી સય્યાને વિશે મધ્ય રાત્રિના અવસરમાં અલ્પ નિંદ્રામાં છતાં તે થકે ગજ વૃષભાદિક ચૌદ સ્વપનાં દેખીને જાગ્યાં. પેહેલે સ્વપને હાથી દેખે તે હાથી કેવો છે તો કે ? ચાર દાંતવાળો, અને ઘણો ઉંચો, અને જેવા મેઘના છાંટા ધોળા થાય તેવો ધોળો છે, તથા જેવો મોતીનો હાર ક્ષીરસમુદ્રનું પાણી

ચંદ્રમાનાં કિરણો, પાણીના કરણીયા, અને રૂપાના પરવત જેવો ધોળો છે. વળી તે હાથીના કુંભસ્થળથી મદઝરે છે તેથી કરી તેના કપોળ [ કપાળ ) પાસે ભમરા ગુન્જારવ કરી રહ્યા છે ઇંદ્રના એરાવત સરખો દેખાય છે, અને ઉત્તમ લક્ષણોએકરી સહિત હાથી દીઠો.

બીજા સ્વપ્ને વૃષભ દીઠો. તે વૃખભ કેવો છે કે, ધોળા કમળના સરખો શ્વેત છે તથા પોતાના શરિરની કાન્તીએ કરી સર્વ દીશાઓ ઉદ્યોત કરેછે. તથા ઘણી શોભાના સમૂહે કરી શોભાયમાન એવી ખાંધની થૂંભ છે જેની વળી તેના શરિરમાં પાતળા કેશ છે. તે કેશ જાણે તેલે ચોપડયા હોય નહી ? વળી મોતીના જેવા દાંત છે તે જેના, અને વળી અનેક મંગળનુંજ મુખ હોય નહીં. તેને મરૂદેવી માતાએ દીઠો.

ત્રીજા સ્વપ્ને મરૂદેવી માતાએ સિંહને દીઠો. તે સિંહ કેવોછે તોક? મોતીનો હાર તથા રૂપા સમાન ધોળું છે શરિર તે જેનું, વળી હાથ પ્રમુખના અવયવ દૃઢ છે, વળી ઉજ્જળ અને તીક્ષણ એવી મુખમાં દાઢા છે તેણે કરી મુખારબિંદ શોભી રહ્યું છે. વળી કમળ સરખા સુકોમળ રાતા જેના હોઠ છે. અને જીભ બાહાર કાહાડતો થકો અને લપલપાયમાન કરતે થકે ઘણો શોભે છે વળી પીળા અને વીજળી સરખાંજ ચળકતાં નેત્ર છે વળી જેનું દૃઢ પરિપૂર્ણ નિર્મળ છે, વળી શોમ્યાકારવાળો લીલા કરતો થકો આકાશમાંથી ઉતરી મરૂદેવી માતાને મુખને વિશે પેસતો તિક્ષણ નખવાળો સિંહ મરૂદેવી માતાએ દીઠો.

તેવાર પછે ચોથા સ્વપ્નામાં મરૂદેવીમાતા સંપૂર્ણ પૂર્ણીમાના

ચંદ્રમા સરખું મુખ છે તે જેનું લક્ષ્મીને દેખે તે લક્ષ્મી દેવી કર્યા રહે છે:— ઉંચા હિમાચળ પર્વત તેની ઉપર એક પદ્મ દ્રહમાં એક કમળ છે ત્યાં રેહેવાવાળી લક્ષ્મીદેવી તેના પગથી લઇને સ અંગની શોભાનું વર્ણન શ્રી ભદ્રબાહુસ્વામીએ કર્યું છે તે લક્ષ્મી દેવીના પગ બહુપ્રકારે કરી સોનાના કાચબા સરખા, જાણે લાખના રંગે રંગ્યા હોયના. ! માંસ સહિત એવા વચમાં અતિ ઊંચા હલાવે ત્યારે કમળમાંથી સુગંધ નીકળે વળી મસ્તકે વેણીદંડ ઘણો નિર્મળ ભર્યો કાળો છે, અને કટી ( કેડ ] સુધી લાંબો શોભી રહ્યો છે. તે જેનો ! એવી લક્ષ્મીદેવીને મરદેવી માતાએ દીઠી.

પાંચમા સ્વપ્નમાં ફૂલોની માળા દેખે, તે માળામાં રસસહિત કલ્પ વૃક્ષનાં ફૂલેકરી ઘણી મનોહર છે, વળી ચંપાનાં ફૂલ, માલતીનાં ફૂલ, જાયનાં ફૂલ, દમણાનાં ફૂલ, નવમાલીકાનાં ફૂલ, બકુલવૃક્ષનાં ફૂલ, તિલવૃક્ષનાં, ફૂલ, વાસંતિકાનાં ફૂલ, પદ્મ કમળનાં ફૂલ, ઉત્પલતેપુંડરીકનાં ફૂલ, કુંદમચકુંદ વૃક્ષનાં ફૂલ, અગથિયાનાં ફૂલ, વિગેરે પ્રકારના ફૂલોની ઘણી સુગંધ છે, તે જેમાં એવી બે ફૂલોની માળા તેની અતિ મનોહર ગંધથી, આવેલાભમરાભમરીઓનો ગુંજારવ શબ્દ જેને વિશે થઈ રહેલો છે. વળી તે બેઉ માળાઓમાં તમામ ઋતુનાં ફૂલ સુગંધ સહિત પંચવર્ણા છે. પરંતુ તેમાં વેળો વર્ણ વિશેષ છે. તે જ્યાં જ્યાં જે જે ફૂલ શોભે ત્યાં ત્યાં તે તે ફૂલ ગુંથ્યાં છે. એવી બે માળા મરૂદેવા માતા દેખતાં હવાં

છઠા સ્વપ્નને વિષે ચંદ્રમા દીઠો તે ચંદ્રમા કેવો છે તો કે ? ગાયના દૂધના ફીણ જેવો ઉજળો છે, રૂપાના કળસ સરખો ધોળો, છે, વળી, સંપૂર્ણ પૂર્ણીમાના અંધકારને હરવાવાળો, વળી શુકલ

પક્ષને વિષે અતિ શોભાયમાન, કુમુદવનનો ઉઘાડવાવાળો, ઉજળા કાચનીપેરે શોભાયમાન, આકાશરૂપ તળાવનો હંસ એક પક્ષે કરી પૂર્ણ સર્વ જ્યોતિષિયાના મુખનું મંડન, અંધકારનો વૈરી, આકાશનું તિલક રોહિણીના હૃદયને વલ્લભ કેમકે ચંદ્રમા રોહિણીનો ભર્તાર છે એવી લોકોમાં કહેવત છે પરંતુ રોહણી નક્ષત્ર તે બને નહી. એવો પૂર્ણીમાનો ચંદ્ર મરૂદેવી માતાએ દીઠો.

સાતમા સ્વપ્ને સૂર્ય દીઠો તે સૂર્ય કેવો છે તો કે? રાતો વર્ણ છે તે કેવો છે? રાતા અશોક સરખો, કેશૂડાના ફૂલ સરખો, લાલ છે જેવું પોપટનું મુખ તથા અર્ધિ ચણોઠીલાલ હોય તેવો સૂર્યલાલ છે. આકાશને વિશે દિવાનીપેરે શોભે છે, વળી ઉગતો થકો હેમના સમહુને હાથથી ગરદન પકડીને કહાડવાવાળો, વળી ગૃહોનો રાજા છે, રાત્રીનો નાશ કરનાર છે, કાદને મથન કરનાર, મેરૂ પર્વતને પાખતિ નિરંતર મોટા મંડળ સહિત, એવો સૂર્ય લોકોના ચક્ષુસગાન મરૂદેવી માતાએ દીઠો.

આઠમા સવપ્નને વિશે ધ્વજા દેખે તે ધ્વજા કેવી છે તો કે? સોનાનો જેનો દંડ છે, તે ઉપર રહેલી છે, પાંચ વર્ણનાં વસ્ત્ર છે, વળી તે ધ્વજાની ઉપર સુકોમળ અનેક રંગનાં મોરપીંછ ધર્યાં છે તે ચોટી સરખા શોભાયમાન છે તથા ઘણો શ્રીકાર છે, વળી તેમાં સિંહનું રૂપ લખ્યું છે. તેણેકરી વળી અતિશય શોભા આપે છે. તે સિંહ કેવો છે તો કે? શંખના જેવો ઉજળો, કંદ્રપ વૃક્ષનું ફૂલ, જળનો કરણીયો, તથા રૂપાનો કળશ ઉજળા હોય તેવો શ્વેત વર્ણ છે જે સિંહને દેખીને લોક એવું સમજે છે કે આ સિંહ આકાશ મંડળ ભેદવાને ઉદ્યમ કરે છે કે શું? તે ઘણા ઊંચા સો-

કોને દેખવા યોગ્ય એવો ધ્વજ મરૂદેવી માતાએ દીઠો.

નવમે સ્વપ્ને પૂરણ કળસને દેખે તે કળસ કેવો છે તો કે? ઉત્તમ દેદીપ્યમાનરૂપ છે તે જેનું, વળી નિર્મળ જળથી ભરેલો ઘણોજ સુંદર છે, જેની શોભા સૂર્યમંડળ સરખી જાજ્વલ્યમાન છે, વળી જે કળશની પાસે કમળની વાડી છે એટલે કમળથી વીંટયો છે, નેત્રને આનંદનો આપનાર છે, સર્વ દિશાઓને ઉદ્યોત કરતો, સર્વ લક્ષ્મીનો ઘર તેની પેરે સર્વ પાપ રહિત, સર્વ શોભા સહિત, લક્ષ્મીનો નિવાશી છે, વળી તે કળસના ગળે છએ ઋતુના સુગંધિત પુષ્પોની માળા છે એવો રૂપમય કળસ મરૂદેવી માતાએ દીઠો.

દશમા સ્વપ્નાંતરને વિશે મરૂદેવીએ પદ્મસરોવર દીઠું તે સરોવર કેવું છે કે? જે સરોવરમાં ઉગતા સૂર્યથી ઉઘડ્યાં એવાં હજાર પાંખડીનાં કમળો છે તે વિકસ્વમાન કમળની સુગંધ્યાએ કરીને તેનું પાણી અતિ સુવાસિત થયું છે, વળી તે કમળના પ્રભાવે કરીને સરોવરનું પાણી લાલ, પીળા, રંગ જેવું દેખાય છે, વળી તે સરોવરમાં કમળપત્ર ઊપર જળનો છાંટો પડવે કરી જાણે નીલા આંગણામાં મોતી જડયાં હોય નહીં? એવું દેખાય છે વળી તે સરોવરમાં સૂર્યવિકાશી કમળ, ચંદ્રવિકાશી કમળ, નીલકમળ, મહાપદ્મ શ્વેતકમળ, રાતાંકમળ, ઈત્યાદિક કમળની શોભા ખીલી રહીછે. તેથી ઘણુંજ રમણીક દેખાય છે વળી તે કમળો ઉપર પ્રસન્ન થઈ ભમરા ભમરીયો આવીને ગુંજારવ કરી રહ્યાં છે વળી ત્યાં કાદંબક હંસ ચકવા, રાજહંસ, બગલાં, સારસ, વિગેરે પંખીઓએ કરી શોભી રહ્યું છે, અર્થાત એ જાતનાં પંખીયો રહે છે એવો સરોવર મરૂ-

દેવી માતાએ દીઠો.

વળી અગીયારમા સ્વપ્નેને વિશે ખીરસમુદ્ર દેખે તે ખીર સમુદ્ર કેવો છે તો કે? ચંદ્રમાના કિરણો જેવાં શોભા આપે છે તેવીજ શોભા તે સમુદ્રમાં છે તેની ચારે બાજુ સમુદ્રનું જળ વૃદ્ધિ પામે છે, વળી તેમાંથી ચંચળ એવા ઘણા ઊંચા કલ્લોલ ઉઠી રહ્યા છે. તે કલ્લોલે કરી તેનું પાણી ઘણુંજ ચંચળ થયું છે. વળી મંદમંદ પવને કરી ચલાયમાન થયા જે કલ્લોલ તે સમુદ્રને કાંઠે વીચ્ય ભફાકા ખાઇ રહ્યા છે. તેનો શબ્દ થઇ રહ્યો છે, અને તે કલ્લોલથી સમુદ્ર અતંત્ય શોભી રહ્યો છે વળી તે સમુદ્રને વિશે જળચર જીવો કલ્લોલ કરી રહ્યા છે, તે એવી જાતના કે, મહા મગરમચ્છ, તમીંગલમચ્છ, લઘુ મચ્છ, તે સર્વે પરસ્પર મળી રમત કરે તેવારે તેમનાં પુંછડાં ઉલાળવાથી ઉછળ્યું જે પાણી તેમાંથી ફીણ પ્રગટ થઇ તે ફીણ કલ્લોલોથી તણાઇને કીનારા ઉપર આવી પડે છે. તેના ઢગલા થઈ ગયા છે, તે સર્વે ઢગલા કપુરના ઢગલા સરખા દેખાય છે, વળી જે સમુદ્રમાં ગંગા પ્રમુખ નદીઓનાં પાણી પડે છે તેમાં ચૌદ ચૌદ હજાર નદીઓના પરીવાર સાથે ગંગા સીંધુ એ બે ભરતક્ષેત્રની નદીયો પડે છે, તેમજ ચૌદ ચૌદ હજાર નદીયોના પરીવાર સાથે એરવતક્ષેત્રની રક્તા અને રક્તવતી એ બે નદીયો પડે છે. તથા અઠાવીશ અઠાવીશ હજાર નદીયોના પરીવાર સાથે રોહિતા અને રોહિતાસા એ બે નદીયો હેમવંતક્ષેત્રની પડે છે, તથા અઠાવીશ અઠાવીશ હજાર; નદીયોના પરીવાર સાથે સુવર્ણકુલા અને રૂપકુલા એ બે નદીયો ઐરણ્યવત ક્ષેત્રની પડે છે. તથા છપ્પન્ન છપ્પન્ન હજાર નદીયોના પરિવાર સાથે

હરિકંતા અને હરિસલિલા એ બે હરીવર્ષક્ષેત્રની નદીયો પડે છે. તથા છપન્ન છપન્ન હજાર નદીયોના પરીવાર સાથે નરકાંતા અને નારીકાંતા એ બે નદીયો રમ્યકક્ષેત્રની પડે છે. તથા પાંચ લાખ બત્રીસ બત્રીસ હજાર નદીયોના પરીવાર સાથે સીતા અને સીતોદા એ બે નદીયો માહાવીદેહક્ષેત્રની પડે છે. સર્વ મળી ચૌદ લાખ છપન્ન હજાર નદીયોનું પાણી જે સમુદ્રમાં પડે છે. એવો સમુદ્ર મારૂદેવી માતાએ દીઠો.

તેરમા સ્વપ્ને દેવવીમાન દેખે, તે વિમાન કેવું છે તો કે? પુંડરીક ઉત્કૃષ્ટ વિમાન છે, તેમાં ઉત્તમ સુવર્ણ મણીના એક હજાર ને આઠ સ્થંભોએ કરી બિરાજમાન છે. તે વિમાન આકાશને વિશે દીપકનીપેરે દીપી રહ્યું છે, ઉદ્યોતમાં સૂર્યમંડળ સરખી જેની શોભા છે, વળી તે વિમાનની સોનાની ભિતોમાં નાગફણા ખીલા ઠોકયા છે વળી સ્થાનકે સ્થાનકે દિવ્ય ફૂલનીમાળાઓ, તથા સુવર્ણ પત્રે કરી શોભાયમાન એવી મોતીયોની માળાઓ લટકે છે. વળી તે વિમાનની ભીંતમાં મૃગ, હરણ, નાહર, ઘોડા, મગરમચ્છ, ભારંડપંખી, ગરૂડ, મયુર, સર્પ, કિંન્નરદેવો, કસ્તુરીયામૃગ, સારદુલ વિગેરેનાં રૂપો ચિત્રેલાં છે. વળી તે વિમાનમાં નાટક પ્રમુખ પણ થઇ રહ્યાં છે. વળી તે વિમાનમાં મેઘ ગાજે તેના સરખો દેવદુંદુભિનો શબ્દ થઇ રહ્યો છે. શબ્દ સર્વત્ર ફેલાઈ રહ્યો છે. તે વિમાનને વિશે અગર, કુંદરુ, સિલારસના ધુપનો મઘમઘાયમાન ધુપ સુગંધ થઇ રહ્યો છે, એવું વિમાન મરૂદેવી માતાએ બારમે સ્વપ્ને દીઠો.

તેરમે સ્વપ્ને રત્નનો ઢગલો દેખે અને તેમાં ક્યાં ક્યાં રત્ન

ત કહે છેઃ—પુરકલરત્ન, વજ્રરત્ન, નીલરત્ન, સંસાકરત્ન, કર્કેતનરત્ન, લોહિતરત્ન, મરકતરત્ન, પ્રવાલરત્ન, સ્ફાટીકરત્ન, સૈગંધિકરત્ન, હંસગર્ભરત્ન, મસારગલ્લરત્ન, અંજનરત્ન, વિગેરે અનેક જાતનાં ઉતમ રત્ન તે સોનાના થાળમાં ભરેલાં, તે રત્નનો ઢગલો કેવો છે તો કે! મેરૂપર્વત જેટલો ઉંચો, આકાશને વિષે દેદીપ્યમાન એવો રત્નનો ઢગલો મરૂદેવીમાતાએ દીઠો

ચૌદમા સ્વપ્ને મરૂદેવી માતાએ નિર્ધૂમ અગ્નિ દીઠો. તે અગ્નિ કેવો છે તો કે! ઘણો ઉજળો, નિર્મળ, પીળો અને લાલવર્ણવાળો. વળી મધુ અને ઘૃતથી સીંચ્યો થકો, નિર્ધૂમ ધગધગાયમાન જાજ્વલ્યમાન શીખાવાળો, વળી તે અગ્નિમાં અનેક નહાની શિખાઓ છે. વળી તેથી કોઈક શિખા મોટી, વળી કોઈક તેથી મોટી. કેટલીએક શિખાઓ ઘણીજ ન્હાની એવી અનેક જવાળાએ કરી અગ્નિશિખા મળી રહી છે. વળી જે અગ્નિમાં અનેક જવાળાઓ તે કોઈ આકાશ પ્રદેશમાં ચાલતી હોય તેની પેઠે ઘણી ચપળ અગ્નિશિખા મરૂદેવી માતાએ દીઠી.

એવાં ચૌદ સ્વપ્નાં દેખીને મરૂદેવીમાતા જાગૃત થઈ. એ સ્વપ્નાં કેવાં છે તો કે! શુભછે, સૌમ્ય ભલાંછે, ઘણું રૂડું દર્શન છે. ભલું રૂપછે જેમનું, એવાં સ્વપ્નાં દેખીને મરૂદેવીમાતા જાગી. તે કેવીછે તો કે! જેવાં કમળ ઉઘડે તેવાં નેત્ર વિકસિત થયાંછે જેનાં, હર્ષના વશ થકી સર્વ અંગ હર્ષ સહિત હોતું હવું. સર્વ રોમ રાજી ઉલ્લાસિત થઈ એ ચૌદ સ્વપ્ન સર્વ તિર્થંકરની માતાઓ જેવારે તિર્થંકર ગર્ભમાં આવે તેવારે દેખે.

મરૂદેવીએ પૂર્વે કહ્યાં એવાં ચૌદ સ્વપ્નાં દેખીને જાગતા પોતાના હૃદયમાં ઘણીજ ખુશી થઇ સંતોષ પામી. જેવું મેઘની ધારાયે કરી હણાણું કદંબ વૃક્ષનું ફુલ તેની પરે ઉલ્લાસ પામ્યાં છે રોમકૂપ જેનાં, અર્થાત્ રોમરોમ હર્ષ પામ્યા પછી તે સ્વપ્નાંને યાદ કરે જે અનુક્રમે મેં એવાં એવાં સ્વપ્નાં દીઠાં. એવી રીતે યાદ કરીને ઉઠે. હ્હાના બાજોઠ ઉપર પગ આપીને હેઠે ઉતરે, ઉતરીને નહીં ઉતાવળી એટલે મનમાં ઉતાવળ નથી તથા કાયાથી ચપલપણું નથી, રસ્તામાં ઠોકર રહીત, વિલંબ રહિત, ભિંતપ્રમુખના ઓઠીંગણને ન લેતી થકા રાજહંસી સરખી ગતિયે કરી ચાલતી થકી જીહાં નાભીરાજા પોઢયા છે, તિહાં આવીને, એવી વાણીથી જગાવતી હવી કે જે નાભીરાજાને વલ્લભ લાગે, એવી વાણીના સર્વદા ચાહના કરે, એવી વાણી તથા દૂશરહિત એવી તથા સર્વના મનને ગમતી એવી તથા વલ્લભપણાની ચેતવણી કરવાવાળી તથા સ્વર અક્ષરે કરી સ્પષ્ટ એવી તથા કલ્યાંણની કરવાવાળી એવી તથા વૃદ્ધિની કરવાવાળી તથા નિરૂપદ્રવ અર્થાત ઉપદ્રવ રહિત એવી ધનના લાભની કરવાવાળી તથા મંગળની કરવાવાળી, શીકાર અલંકારાદિ શોભા સહિત, હૃદયમાં કોમળ લાગે એવી, વળી જે વાણી સાંભળવાથી મનમાં આનંદ થાય એવી, વળી કોમળ, મીઠી, રસયુક્ત, જેમાં વચન થોડાં અને અર્થ ઘણો એવી વાણીથી મરૂદેવી પોતાના ભર્તારને જગાવતી હવી, તેથી રાજા જાગ્યો. ત્યારે મરૂદેવી નાભીરાજાની આજ્ઞાથી નાનાપ્રકારના મણિરત્નથી ચિતર્યો એવો સોનાનો બાજોઠ મણીરત્નથી જડયો તે ઉપર પલોઠી વાળીને બેઠી. રસ્તાનો ખેદ મટાડીને સુખે બેઠી, બેશીને રાજા પ્રત્યે

આ રીતે પૂર્વે વર્ણન કરી આવ્યા એવી વાણીએ કરી કહેતી હવી.

હે સ્વામી ! નિશ્ચે હું આજ પૂર્વોક્ત શય્યામાં કાંઇક સુતી કાંઈક જાગતી થકી. મેં ગજ, વૃષભ આદિ દેઈ જે પૂર્વે કહી આવ્યા તે ચૌદ સ્વપ્ન દીઠાં, દેખીને જાગી, તે મ્હોટાં સ્વપ્નાંનું ફળ જાણ્યું જે કાંઈ ફળવૃત્ત ફળનું પામવું કાંઇ થાશે ? એવું મરૂદેવીએ પોતાના ભર્તારને પૂછ્યું. તે વારે નાભીરાજા મરૂદેવીના મુખથી એવો અર્થ સાંભળીને, હર્ષ સંતોષ પામીને, ચિત્તમાં આનંદ પામ્યો થકો, પ્રીતિકારી પરમસૌમ્ય હર્ષ હૃદયમાં ફેલ્યો, જેમ મેઘની ધારાએ છંટાએલું એવું કદંબવૃક્ષનું ફુલ તેની પેરે ઉલ્લસિત થયો થકો, સાંભળીને તેનો વિચાર કર્યો, પોતાના સ્વભાવ પ્રમાણે પોતાની બુદ્ધિ વિજ્ઞાને કરી તે સ્વપ્નનો અર્થ ગ્રહણ કર્યો. અર્થ ગ્રહણ કરીને મરૂદેવીને મીઠે વચને કરી એમ કહેતો હવો.

હે દેવાણુપ્રિયા ! તુમે મનોહર સ્વપ્ન દિઠાં તે કલ્યાણકારી, શિવકારી, ધનકારી, આરોગ્યકારી, ઘણા દિર્ઘાયુનાં કરવાવાળાં એવાં તુમે જે સ્વપ્ન દીઠાં તેનું ફળ આવી રીતેછે.–

હે દેવાણુ પ્રિયા ! તમોને અર્થનો લાભ થાશે, ભોગનો લાભ થાશે, સુખનો લાભ થાશે, એ નિશ્ચે નવ મહિના ઉપર સાડા સાત દિવસ ગયે થકે અમારા કુળમાં ધ્વજા સમાન, અમારા કુળમાં દીપ સમાન, અમારા કુળમાં દીવાસમાન, અમારા કુળમાં પર્વત સમાન સ્થિર, અમારા કુળમાં શિખર સમાન, અર્થાત્ મુકુટ સમાન, અમારા કુળમાં તિલક સમાન, અમારા કુળમાં સૂર્ય સમાન, કુળનો આધાર, કુળની વૃદ્ધિનો કરવાવાળો, કુળની કીર્તિનો કરવાવાળો, કુ-

ળના યશનો કરવાવાળો, કુળમાં વૃક્ષ સમાન, ઘણા લોકોને છત્ર યામાં રાખવાથી કુળની વિશેષ વૃદ્ધિનો કરવાવાળો, એવો પુત્ર થાશે. વળી સુકોમળ છે હાથ પગ જેના, સંપૂર્ણ પાંચે ઇંદ્રિય પરવળાંછે જેનાં લક્ષણ વ્યંજન અને ગુણે કરી સહિત, માનોન્માન પ્રમાણ સર્વ શરિર સુંદર, ચંદ્રમાની પેરે સૌમ્યાકાર, મનોહર દર્શન કરવા યોગ્ય, એવો પુત્ર તુજને થાશે. તે પુત્ર કેવો થાશે. તો કે ! બાળક અવસ્થા છાંડીને જે વારે વિજ્ઞાન અવસ્થામાં આવશે તે વારે સર્વ કળાઓ માત્ર જાણી લેશે. વળી યુવાન અવસ્થામાં શૂરવીર, મહા દાનેશ્વરી, સ્વપ્રતિજ્ઞા નિર્વાહક એટલે પોતે અંગીકાર કરેલી વાતના નિર્વાહને કરવાવાળો, સંગ્રામમાં વીર એટલે પાછો ભાગે નહી જમીન ઉપર રાજ્ય કરવાવાળો, ઘણા હાથી, ઘોડા, રથ, પાયદલ પ્રમુખનો માલક એવો રાજાઓનો રાજા થાશે. તે માટે તુમે ઉદારકારી યાવત્ સ્વપ્ન દીઠાં. સાર પછી મરૂદેવી નાભીરાજાના મુખથી આ વાત સાંભળીને હર્ષ સંતોષ પામી, યાવત્ હાથ જોડીને, મસ્તકે અંજલી કરીને એવું કહેતી હવી.

હે સ્વામી ! એ અર્થ એમજ છે, તમે કહ્યું તે તદત્ત છે, સંદેહ રહિત છે, જે પ્રમાણે મેં વાંછયો હતો. હે સ્વામી ! તેજ પ્રમાણે મેં આપના મુખથી ગ્રહણ કર્યો એમ હે સ્વામી તમે જે કહોછો તે અર્થ સત્ય છે એવી રીતે વારંવાર કહેતી થકી એમ કહીને સ્વપ્નના અર્થને રૂડી રીતે અંગીકાર કરીને નાભીરાજાની આજ્ઞા લેઇને નાનાપ્રકારના મણીયે જડીત એવા સોનાના બાજોઠ ઉપરથી ઉઠીને, નહિ, ઉતાવળી, નહી ધીરી એવી પૂર્વે કહેલી રીત મુજબ ચાલતી થકી જ્યાં પોતાનું શયન ગ્રહ છે ત્યાં આવીને એમ કહેતી હવી. જે મારે ઉત્તમ સ્વપ્નોં

માં આવ્યાં તો હવે મારે સુવું નહી. જો સુઇજાઉં તો વળી કદાપી બીજા કોઇ પાપરૂપ ખોટા સ્વપ્નાં આવી જાય તો એ રૂડાં સ્વપ્નાંનું ફળ જતુ રહે તે માટે દેવગુરૂ સંબંધી રૂડી મંગળકારી શુભકારી, ધર્મકથા કહીને રાત્રી પૂર્ણ કરૂં; એવું કહીને સ્વપ્ન જાગરણ કરતી થકી, પોતે જાગતી બીજાને જગાવતી વીચરે.

હવે તે કાળને વિષે, તે સમયને વિષે, ઋષભનાથ અરિહંત ઉનાળાનો પેહેલો મહિનો, પહેલું પખવાડીયું, ચૈત્રવદી આઠમને દીવશે નવ માસ ઉપર ચાર દિવશ રાત્રી ગર્ભમાં પ્રતિપૂર્ણ હોતે છતે ઉત્રાષાડા નક્ષત્રે ચંદ્રમાનો યોગ આવે થકે નિરાબાધપણે જન્મ્યા.

હવે જે સમયમાં ઋષભદેવ સ્વામીનો જન્મ થયો તે વારે ત્રણ જગતમાં ઉદ્યોત થયો, વળી આકાશમાં દેવ દુંદભી વાગ્યાં, વળી નરકના જીવોને પણ ક્ષણ માત્ર આનંદ થયો, કેમકે ભગવંતના અતિશય થકી નારકી જીવને પણ મહૂર્ત્ત માત્ર શાતા રહે; વળી સ્થાવર જીવોનું પણ વિશેષ છેદનભેદન ન થાય તેથી તેને પણ સુખ ઉપજે. જન્મતિ વેળાએ સર્વ જમિન ઉલ્લાસ મનની પેરે થઇ રહી

હવે ભગવંતનો જન્મ છપન્ન દિગ્ કુમારીયે કરેલો મહોત્સવ કહેછેઃ-ત્યાં ભગવાનના જન્મ થયાથી છપન્ન દિગ્કુમારીકાનાં આસન ચલાયમાન થયાં, તે વારે અવધિપ્રયોજી ભગવાનનો જન્મ થયો જાણી રાત્રે તિહાં આવે. તેનાં નામઃ-રૂચક દ્વિપના વસનારી ચાર દિશાની આઠ આઠ, તથા બે દિશાની ચાર ચાર અને મેરૂની ઉર્ધ્વ દિશાની તથા ગજદંતગિરીની અધો દિશાની આઠ આઠ, મળી છપન્ન દિગ્ કુમારીકા ત્યાં આવે, તેમાં પ્રથમ ભોગંકરા, ભોગવતી, શુભોગા, ભોગ-

માલિની, તોયધરા, વિચિત્રા, પુષ્પમાલા, અને અનંદિતા, એ આઠ દિગ્કુમારિકાઓ અધોલોકે ગજદંતાકાર પર્વતની હેઠે વસનારી છે તે આવીને ભગવંતને તથા ભગવંતની માતાને નમસ્કાર કરીને, ઈશાન કોણે એક સૂતિકા ઘર બનાવે. એક યોજન એટલે ચાર ગાઉ પ્રમાણ ધરતીને સંવૃતક વાયરે શુદ્ધ કરીને કાંટા, કાંકરા દૂર કરીને સુગંધિત કરે.

ત્યાર પછી મેઘંકરા, સુમેઘા, મેઘવતી, મેઘમાલિની, સુવત્સા, વત્સમિત્રા, વારીષેણા અને વલાહિકા. એ આઠ દિગ્કુમારિકાઓ ઉર્ધ્વ લોકે નંદનવનના કૂટોને વિષે વસનારીછે, ત્યાંથી આવીને પ્રભુને તથા પ્રભુની માતાને નમસ્કાર કરીને તે સૂતિકા ઘરને વિષે સુગંધિત પાણીએ કરી સહિત ફૂલોનો વરસાદ વરસાવીને ગીત ગાતી રહે.

ત્યાર પછી વળી નંદોત્તરા, નંદા, આનંદા, નંદી વર્દ્ધિના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજીતા. એ આઠ દિગ્કુમારિકાઓ રુચકદ્વિપની પૂર્વ દિશાના પર્વતને વિષે વસનારીછે. તે ત્યાંથી આવીને ભગવાન્ તથા ભગવાનની માતાને નમીને મુખ દેખવાને પ્રભુ આગળ દર્પણ હાથમાં લઈને ગીત ગાતી ઉભી રહે.

તથા સમાહારા, સુપ્રદત્તા, સુપ્રબદ્ધા, યશોધરા, લક્ષ્મીવતી, શેષવતી, ચિત્રગુપ્તા, અને વસુંધરા. એ આઠ દિગ્કુમારિકાઓ રુચકનામા તેરમાદ્વિપની દક્ષિણ દિશાના પર્વતને વિષે વસનારીયોછે. તે ત્યાંથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને નમસ્કાર કરીને સોનાના ભૃંગાર કળશ, સુગંધિત પાણીથી ભરી હાથમાં ધારણ કરી ભગવાનની માતાને સ્નાન કરાવે, પ્રભુ આગળ ગીત ગાન નાટારંભ કરે.

વળી ઈલાદેવી, સુરાદેવી, પૃથિવી, પદ્માવતી, એકનાસા, નવમીકા,

ભદ્રા, અને શીતા. એ આઠ રૂચકદ્વિપની પશ્ચિમ દિશાના પર્વત વિષે રહેનારીયોછે, તે ત્યાંથી આવીને પ્રભુ તથા પ્રભુની માતાને નમસ્કાર કરી ભગવાનની માતા આગળ વાયરો કરવાને અર્થે વીંઝણા હાથમાં લેઈ ઉભી રહે.

વળી અલંબુશા, મિતકેશી, પૂંડરીકા, વારૂણી, હાશા, સર્વ પ્રભા, શ્રી અને હ્રીં. એ આઠ દિગ્કુમારિકાઓ રૂચકદ્વિપની ઉત્તર દિશાના પર્વત વિષે વસનારીયોછે, તે આવીને ભગવંત તથા ભગવંતની માતાને નમીને ભગવંતની બે બાજુએ ચાર ચાર ઉભી થકી ચામર હાથમાં લઇને પ્રભુને ઢોળે.

અને વિચિત્રા, ચિત્રકનકા, તારા અને સૌદામિની. એ ચાર દિગ્કુમારીકાઓ રૂચકદ્વિપની વિદિશાના પર્વતને વિષે વસનારીછે, તે આવીને ભગવંત તથા ભગવંતની માતાને નમીને હાથમાં દીવા ગ્રહણ કરીને ઉભી રહે.

તથા રૂપા, રૂપાશીકા, સુરૂપા, અને રૂપકાવતી. એ ચાર દિગ્કુમારિકાઓ રૂચકદ્વિપની વિદિશીમાં વસેછે, તે આવીને ભગવંત તથા ભગવંતની માતાને નમીને ભગવંતનું ચાર આંગુલ પ્રમાણ નાળવર્જીને કાપે, પછી ધરતી માંહે ખાડો ખણીને દાટે, તેના ઉપર વૈડુર્ય રત્નનો ચોખડો ચોતરો કરે, તેની ઉપર દર્ભ વાવે, તેવાર પછે સુતીકા ઘરથી વેગળાં એક પૂર્વ દિશે, એક દક્ષીણ દિશે અને એક ઉત્તર દિશે, એ ત્રણ ઠેકાણે ત્રણ કેલીનાં ઘર કરે, તેમાં સિંહાસન રચે, પછી દક્ષણ દિશાના કેલી ગૃહ મધ્યે ભગવંત તથા ભગવંતની માતા, એ બેઉને લાવીને સિંહાસન ઉપર બેસાડીને તેમને સુખ ઉપજે

એવું સુગંધી તેલોનું મર્દન કરે, પછી પૂર્વ દિશિના કેલીગૃહમાં લઈ જઈ સિંહાસન ઉપર બેસાડી સ્નાન કરાવે, ચંદન લેપન કરે, પછી ઉત્તર દિશિના કદલીગૃહમાં સિંહાસન ઉપર બેસાડી અરણી કાષ્ટથી ઘશીને અગ્નિ જગાડી ચંદનના કાષ્ટથી શાંતિ પુષ્ટિ હોમ કરી, તે હોમની રક્ષા પોટલી કરી. ભગવંત તથા ભગવંતની માતા એ બેઉના હાથમાં બાંધે, બાંધીને હે ભગવાન્! પર્વતાયુર્ભવ. એવી આશીશ આપીને મણીમય ગોળા બે ઉછાળે, પછી તેને વજાવીને ભગવાનને રમવા સારૂં પલયંક ઉપર બાંધીને ગીતગાન કરી ભગવંત તથા ભગવંતની માતાને જન્મસ્થાને મુકી પાછી પોત પોતાના સ્થાનકે જાય. એ એકેકી દિગ્કુમારીકાને ચાર ચાર મહતરા દેવીછે, ચાર હજાર સામાનિક દેવોછે, સોળ હજાર અંગરક્ષક દેવોછે. એ દેવોનો એજ સ્વભાવછે કે તીર્થંકરનો જન્મ થયાથી પ્રથમ એમનું આસન ચલાયમાન થાય તે વારે પ્રભુનો પહેલો જન્મ મહોત્સવ એ દેવીયો કરે, પછી બીજા ઇંદ્રાદિક દેવો કરે, એમ દિગ્કુમારિકાએ મહોત્સવ કર્યા પછી ઇંદ્રના આસન ચલાયમાન થાય તે વારે ભગવાનનો જન્મ થયો એવું અવધીજ્ઞાને જાણીને પ્રથમ સૌધર્મઇંદ્રહરણ ગમેષી દેવતાને બોલાવી બાર યોજન પહોળી અને છ યોજન ઊંચી તથા એક યોજન નાલી પાઠાંતરે ચાર યોજનની નાલી કહેછે उक्तंच ॥ बारशजोयणपहुला, सुघोषाघंटाईअद्धउच्चत्तं: चत्तारियनालाउ देवासयपंचवायंती ॥ એવી સુઘોષા નામે ઘંટા બજાવવાનો હુકમ આપે, તે વારે હરણ ગમેષા દેવતા પાંચસેં દેવોની સાથે તે ઘંટા બજાવે, તે ઘંટાના શબ્દથી સૌધર્મ દેવલોકના બત્રીસલાખ વિમાનની ઘંટા વાજે (વાગે) ત્યારે સર્વ દેવતા સાવધાન થઈ જાય.

यदुक्तं–सुणि गुंण संखसद्दं । मिलंति भणाय वितरंपडहं ॥
जोइसियं सीयनायं । घंटेण विमाणियादेवा ॥

એજ પ્રમાણે ઈશાનેંદ્ર લઘુપ્રાક્રમ નામા દેવતા પાસે સુઘોષા ઘંટા વજડાવે, એમ ચોસઠ ઇંદ્ર સૌ પોતપોતાના દેવો પાસે સુઘોષા ઘંટા વજડાવે તે વારે સર્વ દેવો ઇંદ્ર મહારાજનું કાંઈ કાર્યછે એવું જાણીને ઇંદ્ર મહારાજની પાસે આવી હાજર થાય. પછી સૌ ધર્મેંદ્ર પણ પાલકનામા દેવતાએ બનાવેલા લાખ યોજનનું પાલકનામક વિમાન તેના મધ્ય ભાગમાં પૂર્વ દિશાની સામો સિંહાસન ઉપર બેસે તેની આગળ ઇંદ્રની આઠ અગ્ર મહિષી, આઠ ભદ્રાસન ઉપર બેસે; અને ઇંદ્રને ડાબે પાસે ચોરાશી હજાર સામાનિક દેવો ભદ્રાસનો ઉપર બેસે. જમણે પાસે ત્રણ પર્ખદા બેસે, તેમાં બારહજાર અભ્યંતર પર્ખદાના, ચૌદહજાર મધ્યમ પર્ખદાના, તથા સોળ હજાર બાહ્ય પર્ખદાના મળી બેતાળીશ હજાર દેવો ભદ્રાસન ઉપર બેસે તથા ઇંદ્રની પછવાડે સાત કટકના દેવો ભદ્રાસન ઉપર બેસે. ચારે દિશાએ ચોરાશી ચોરાશી હજાર આત્મરક્ષક દેવતાઓ ભદ્રાસન ઉપર બેસે; એવી રીતે સર્વ ચોસઠ ઇંદ્ર પોત પોતાના વિમાન બેઠા જાણી લેવા. એ પ્રકારે સર્વ ઇંદ્ર દેવ દેવીઓ સહિત નંદીશ્વર દ્વીપે આવે. પછે સૌધર્મેંદ્ર ભગવાનના જન્મ ઘરને વિશે આવીને ભગવાન તથા ભગવાનની માતાને નમસ્કાર કરી ત્રણ પ્રદક્ષણા દેઈ ભગવાનની માતાને કહે કે હે રત્નકુક્ષિ ધારણી ! હે રત્નગર્ભે ! હે રત્ન દીપક હે માતા ! પહેલા દેવલોકનો હું ઇંદ્ર છું. તે તુમારો પુત્ર પ્રથમ તિર્થંકર છે તેનો જન્મ મહોત્સવ કરવા સારૂં આવ્યો છું, માટે તમે

કોઈ ડરશો નહી એમ કહી "नमोस्तुरत्नकुक्षिधारिकेतुभ्यं" એ પાઠ ભણીને ભગવંતની માતાને અસ્વાપિની નિંદ્રા આપીને બીજું ભગવાન જેવુંજ સ્વરૂપ કરી માતાની પાસે રાખીને ઇંદ્ર પોતાનાં પાંચ રૂપ વૈક્રિય બનાવે તેમાં એક રૂપે કરી બે હાથે કરસંપુટમાં રાખી ભગવાનને ઉપાડે અને એક રૂપે ભગવંતની પછવાડે રહ્યો થકો ઉપર છત્ર ધરે અને બેરૂપે બે બાજુ ચામર ઢાળે અને એક રૂપે વજ્ર ઉછાળતો ભગવંતની આગળ ચાલે. એ રીતે પાંચ રૂપે કરી ઇંદ્ર મહારાજ મેરૂપર્વત ઉપર જ્યાં પાંડુક વન છે ત્યાં ભગવંતને લઇ આવીને મેરુની ચુલિકાથી દક્ષિણ દિશાયે અતિ પાંડુકમલા શિલાને તળે શાશ્વતું સિંહાસન છે, તેની ઉપર ભગવાનને ઉત્સંગમાં લઇને ઇંદ્ર મહારાજ પૂર્વ સન્મુખ બેઠા, તેવારે ત્યાંહાં બાર દેવલોકના દશ ઇંદ્ર, ભવનપતિના વીશ ઇંદ્ર, અને વ્યંતરના બત્રીસ ઇંદ્ર, અને ચંદ્રમા તથા સૂર્ય, એ બે જ્યોતિષીના ઇંદ્ર, એમ સર્વ મળી ચોસઠ ઇંદ્ર સપરીવાર પ્રભુને સનાત્ર કરાવવાને અર્થે મળ્યા છે, તે સર્વ ઇંદ્રિ તથા દેવ મળીને પોત પોતાના શેવક દેવતાઓને આજ્ઞા આપે કે જાઓ એક હજાર ને આઠ સોનાના કળશ, તથા એક હજાર ને આઠ રૂપાના કળશ, તથા એક હજાર ને આઠ રત્નના કળશ, તેમજ ચોથા સુવર્ણ રૌપ્યમય, પાંચમા સુવર્ણ રત્નમય, છઠા રત્ન રૌપ્યમય, સાતમા સુવર્ણ રૌપ્ય રત્નમય, આઠમા મૃત્તિકામય એ આઠ જાતિના પ્રત્યેક એક હજાર ને આઠ આઠ કળશો કરતાં આઠ હજાર ને ચોસઠ કળશ થાય; એવા સર્વ મળી અભિષેક એક કરોડ ને સાઠ લાખ હોય. તેનો વિવરો લખીએ છીએઃ—ભવનપતિના વીશ ઇંદ્ર, વ્યંતરના બત્રીશ ઇંદ્ર, વૈ-

વનિકના દશ ઇંદ્ર, તથા અઢી દ્વીપના એકસો ને બત્રીશ, સૂર્ય, ચંદ્ર. ધરણેંદ્ર, ભૂતાનેંદ્રની બાર ઇંદ્રાણી, વ્યંતરની ચાર ઇંદ્રાણી, ચમરેંદ્રની દશ ઇંદ્રાણી, જ્યોતિષીની ચાર ઇંદ્રાણી, સૌધર્મ, ઈશાન એ બેની સોળ ઇંદ્રાણી, સામાનિક દેવોનો એક, ત્રાયત્રિંશકનો એક, લોકપાળ દેવોના ચાર, અંગરક્ષક દેવોનો એક, પર્ષદાના દેવોનો એક, પ્રજાના દેવોનો એક, અને સાત કટકના દેવોનો એક. એમ સર્વ મળી બસે ને પચાસ અભિષેક થાય તે એકેક અભિષેકે ચોસઠ હજાર કળશ હોય, તે વારે ચોસઠ હજારને અઢીસોએ ગુણતાં એક ક્રોડ ને સાઠ લાખ કળશ થાય.

વળી એ એકેક જાતિના કળશ પચીશ યોજન ઊંચા, બાર યોજન પહોળા અને એક યોજનના નાળવા વાળા જાણવા. તેમજ વળી ભૃંગાર, દર્પણ, રત્ન કરંડીયા, થાળા, પાત્રિકા, પુષ્પ ઇત્યાદિક પૂજાનાં ઉપકરણ પ્રત્યેકે એક હજારને આઠ જાણવાં. તથા મગધાદિક તિર્થનાં જળ ગંગા પ્રમુખ નદીઓનાં જળ, પદ્મદ્રહના જળથી, કળશા ભરીલાવે; અને ચૂલહિમવંત, વૃક્ષધર, વૈતાઢ્ય, વિજય, વક્ષસ્કાર, ઉત્તરકુરૂ. [illegible] અને નંદનવન પ્રમુખનાં સર્વ ફૂળ, પ્રધાનગંધ, સર્વ ઔષધિ પાણી પ્રમુખ અભિષેક વસ્તુ પણ દેવતા પાસેથી અણાવે, તેવારે સેવક, દેવો સર્વ કળશ ભરી પોતાના હૃદય આગળ ધરીને ઉભા રહે તે સર્વ વિચારે છે જે ઇંદ્ર મહારાજ આજ્ઞા આપે તો કળશ ઢોળીએ. વળી તે દેવતા એવા શોભે છે કે જાણે સંસારરૂપ સમુદ્રને તરવાને અર્થે હે.પ ના ! તથા ભાવ વૃક્ષને સિંચે છે, કિંવા પોતાના પાપરૂપ મેલને ધુવે છે, અથવા ધર્મરૂપ પ્રાસાદ ઉપર કળશ ચઢાવે છે કે

શું ? હવે શક્રેંદ્રના આદેશથી પ્રથમ બારમા દેવલોકનો અચ્યુતેંદ્ર સ-નાત્ર કરે એમ એક પછી એક અઢીસેં અભિષેક કરે, પછી ભગવંત-નું શરિર ગંધકપાયે વસ્ત્રે લોહીને પછી ફુલ, બાવનાચંદન, અક્ષત વિગરે લેઈને આઠ પ્રકારની પુજા કરાને પછી ગીત, નૃત્ય, વાજીંત્ર બજાવે, પછી અપૂર્વ એકસોને આઠ કાવ્યની રચના કરી સ્તુતિરૂપ ભાવપુજા કરે. પછી ભગવાનને ભગવાનની માતા પાસે લાવી મૂકે. અવશ્વાપની નિંદ્રા દૂર કરે. વળી ભગવાનનો પ્રતિબિંબ ત્યાં પ્રથમ થાપન કરેલો હતો તે પણ દૂર કરીને રત્નજડીત કુંડળ યુગલ તથા દેવદુષ્ય વિગરે મુકી બાર ક્રોડ સોનૈયાની વૃષ્ટી કરી ભગવાનના અંગૂ-ઠાથી અમૃત સંચાર કરી સર્વ ઇંદ્ર નંદીશ્વર દ્વિપમાં આવી અઠાઇ મહોત્સવ કરી પોતપોતાને સ્થાનકે જાય અને ત્યાં પણ અઠાઈ મ-હોત્સવ કરે.

ઈત્યાદિક ઉત્સવ દેવતાએ કર્યો; પરંતુ બંધીખાનામાંથી કેદીઓને છોડી મુકવા તથા તોલ વધારવા તથા કુળ મર્યાદા કરવી તથા પૂજા-દિકને અર્થે દ્રવ્ય રખાવવો તે કૃત્ય યુગલીયાના વખતમાં ગામ શેહેરા-દિકના અભાવને લીધે હતા નહીં, માટે લખ્યાં નથી. તથા તે વખત સર્વ યુગલીયા હતા તેથી પ્રભુનું નામ સ્થાપન કરવાના મહોત્સવ સં-બંધી વ્યવહાર પણ ચાલ્યો નહી. તેવારે ભગવાનની જંઘામાં રોમનું વૃષભ સરિખો લાંછન દીઠો તથા પ્રભુની માતાએ સ્વપ્નમાં પણ વૃષભ દીઠો તેથી રૂષભ એવું નામ દીધું. તે ભગવાન મહા સ્વરૂપવાન થકા દેવ તથા દેવીઓ સાથે રમત કરે, ઇંદ્રાણી પોતે ખોળામાં લેઇને રમાડે,

હવે સુનંદા યુગલીયાણી તો ભગવાનની સાથેજ યુગલપણે જન્મી

હતી તથા એક યુગલીયાના મસ્તક ઉપર તાલ વૃક્ષનું ફળ પડયું તેથી તે બાળપણામાંજ મરણ પામ્યો અને તેની સાથે જન્મેલી યુગલણી જીવતી રહી હતી, તેને બીજા કોઇ યુગલીયાએ દીઠી તેણે તિહાંથી ઉપાડી નાભીકુલધરને આપી. નાભિકુલધરે કહ્યું કે આ મારા ઋષભદેવની સુનંદાની સાથે એ પણ સ્ત્રી કરીશું એમ કહી તેનું સુમંગળા એવું નામ આપ્યું. તે પણ ભગવાનની સાથે વધે છે, અને ભગવાનનું સુવર્ણમય શરિર છે. હવે રૂશભદેવજી મુણ મુણ બોલે, થાકતા થાકતા ચાલે, હસે, તે વારે માતા કહેઃ—હે પુત્ર તું ઇંદ્રાણીને વલ્લભ છે, અને દેવતાએ દીધેલા અમૃતનું પાન કરેછે, મારી પાસેતો રહેતો નથી, મહારા સ્તનનું પાન પણ કરતો નથી, તો હું તારી માતાછું એવું જગતમાં કોણ જાણશે ? ઇત્યાદિક વાતો કરી રમાડે છે. હવે જે વારે ભગવાન દેશે ઉણા એક વર્ષના થયા તેવા અવસરમાં ઇંદ્રમહારાજ ભગવાનનું વંશ સ્થાપન કરવા સારૂં હાથમાં સેલડી લેઇને આવ્યા. તેવારે ભગવાન નાભિકુલગરના ખોળા માંહે બેઠા હતા, તે ખોળા માંહેથી સેલડી લેવા સારૂં હાથ લાંબો કર્યો તેથી ઇંદ્રે જાણ્યું જે પ્રભુને સેલડી ખાવાનું મન થયુ તે માટે ઇંદ્રે તિહાં ભગવાનનો વંશ ઈક્ષ્વાકુકુળ સ્થાપન કર્યો. શ્રી ઋષભદેવને દેવકુરૂ અને ઉત્તર કુરૂક્ષેત્ર સંબંધી કલ્પવૃક્ષોના ફળનો આહાર દેવતાઓએ આણી આપ્યો, તે આહાર ગૃહસ્થપણામાં થયો અને બાળપણામાં તો અંગુઠામાં દેવોએ સંચારેલા અમૃતનો આહાર સર્વ તીર્થંકરોને હોયછે અને એક શ્રી. ઋષભદેવ વિના બીજા તીર્થંકરોને તો બાળપણું ટળ્યા પછી મોટા થાય તેવારે પકવ થયેલો આહાર હોય અને શંયમ લીધા પછી તો સર્વ તીર્થંકરોને પ્રાંસુ આહાર હોય.

હવે ભગવાન જે વારે ભેગ ભોગવવાને સમર્થ થયા તે વારે સર્વ ઇંદ્ર અને ઇંદ્રાણીયો ચારે નિકાયના દેવ અને દેવીઓ વીવાહ કરવા આવ્યાં તેમાં ઇંદ્રાદિક દેવો તો વરરાજાની તરફ રહ્યાથકા વીદ-બનાવ્યો (શણુગાર કરાવ્યો) અને ઇંદ્રાણીઓ પ્રમુખ સર્વ દેવીઓએ મળીને કન્યાની તરફ રહી થકી સુનંદા તથા સુમંગળાને વીદણીયો બનાવી (શણુગાર કરી) માંડવા માંડયા ઇત્યાદિક વિવાહ સંબંધી જે રીતીયો છે, તે રીતીયો કરીને વરકન્યાને પરણાવ્યાં. ત્યાંથી યુગ-લીયામાં વિવાહ કરવાની રીતી પ્રવર્ત્તમાન થઇ તે આજ દિવસ પર્યંત ચાલી આવેછે. હવે શ્રીઋષભદેવજીને સુનંદા તથા સુમંગળા, એ બે રાણીયો સાથે ભોગભોગવતાં છ લાખ પૂર્વ વ્યતિક્રમ્યા, તે વારે સુમંગળાને ભરત અને બ્રાહ્મી, એ બે પુત્ર પુત્રીનો જોડેલો થયો, અને સુનંદાને એક તો બાહુબળી તથા સુંદરી, એ બે પુત્ર પુત્રીનો જોડેલો થયો તથા ઓગણપચાસતો પુત્રોનાંજ જોડેલાં થયાં. એ રીતે ઋષભદેવ સ્વામીને સો પુત્ર તથા બે પુત્રીનો પરીકર થયો.

હવે કાળના મહાત્મ્યથી અનુક્રમે દિવસે દિવસે યુગલીયામાં ક-ષાયની વૃદ્ધિ થવા માંડી તે વારે હકાર, મકાર, અને ધિક્કાર એ ત્રણ જાતની જે દંડનીતિઓ ચાલતી હતી તેને પણ લોક ઉલ્લંઘન કરવા લાગ્યા. તેને માન્ય ન કરતાં પોતપોતામાં કલેશ ઉત્પન્ન થવાથી શ્રી-ઋષભદેવની પાસે આવી કહેવા લાગ્યા કે અમારો ન્યાય કરી આપો. તે વારે ભગવાન બોલ્યા, હું રાજા નથી મહારા પિતા નાભિકુલધર છે તેમની પાસે તુમે જાઓ. તે સાંભળી યુગલીયા નાભીરાજા પાસે

ત્યાં. નાભીરાજાએ તેમને કહ્યું કે તમારો રાજા ઋષભદેવ હોજો તે તમારો ન્યાય કરશે.

એ અવસરમાં ઇંદ્ર મહારાજનું આસન ચલાયમાન થયું, તે વારે અવધિજ્ઞાનથી ભગવાનને રાજ્યપાટે સ્થાપના કરવાનું અવસર જાણી ઇંદ્રમહારાજે તિહાં આવી ભગવાનને મુકુટ, કુંડળ, હાર પહેરાવી સિંહાસન ઉપર બેસાડી રાજ્યાભિષેક કર્યો. તિહાં યુગલીયા ઇંદ્રમહારાજના કહેવાથી જળ લેવા ગયા હતા; પરંતુ તે રાજ્યાભિષેક થઇ ગયા પછી જળ લેઇને આવ્યા તે વારે ભગવાનને શણગાર સહિત સિંહાસન ઉપર બેઠેલા જોઇને યુગલીયાને વિવેક આવ્યો જે બીજા તો સર્વ શરિર ઉપર શોભા થઇ રહીછે; પરંતુ એક ભગવાનના પગ ખાલી દેખાયછે, એવું જાણી પગ ઉપર પાણી ઢોળ્યું. કેટલીક પરતોમાં તો યુગલીયા માંહો માંહે વઢવાડ કરીને નાભિકુલધર પાસે ન્યાય કરાવવા ગયા. નાભિરાજાએ તેમને કહ્યું કે અમે ઘરડા થયા માટે તમે ઋષભને જઇ કહો તે તમારો ન્યાય કરશે. યુગલીયાયે જઈ ઋષભજીને કહ્યું ત્યારે ઋષભજી બોલ્યા. મને રાજ્ય અભિષેક કરી રાજા સ્થાપો, તે વારે યુગલીયાયે ધુળનો એક મહોટો ઓટલો બનાવી તેના ઉપર પ્રભુને બેસાડી પોતે અભિષેક કરવા પાણી લેવા ગયા, એવામાં ઈંદ્રનું આસન કંપ્યું તેણે આવીને મુકુટાદિક અલંકાર પહેરાવી સિંહાસને બેસાડી, વસ્ત્ર વિભૂષિત કરી રાજ્યાભિષેક વિધિ સાચવ્યો. પ્રભુ ઉપર છત્ર ધારણ કર્યું. ચામર વિંજતો થકો ઇંદ્ર પોતે પ્રભુની શોભા કરેછે. એટલામાં યુગલીયા પણ કમળપત્રના દુનામાં પાણી ભરી લઇ આવ્યા ત્યાં ભગવાનનું સ્વરૂપ સર્વ અલંકાર વિભૂષિત દેખીને ચિંતવવા લાગ્યા

કે પ્રથમ ભગવાનના કહેવા પ્રમાણે જો આપણે એમના મસ્તક ઉ-પર નાંખીયે તો સર્વ વસ્ત્ર અલંકાર ભીંજાઈ જાય માટે સ્વામીનો ડાબો પગ છુટો છે તેના ઉપર ન્હવણ કરીયે. એમ વિચારી ડાબા પગ ઉ-પર અભિષેક કીધો ત્યારે ઇંદ્રમહારાજ બોલ્યા, એ યુગલીયા ભલા વિ-નીતપુરૂષો છે તે માટે યહાં વિનીતા નામે નગરી વસાવવી એવું ક-હીને વૈશ્રવણ નામે દેવને ઇંદ્રે નગરી વસાવી આપવાની આજ્ઞા આપી. ત્યારે વૈશ્રવણે વિનીતા નગરી બનાવી, તે કેવી રીતની બનાવી.

હવે તે નગરી બાર યોજન લાંબી, નવ યોજન પહોળી, આઠ દરવાજા, અને ફરતો મહોટો કોટ કર્યો, ઈશાનકોણમાં સાત ભૂમિઓ ચોખુણો એવો એક નાભીરાજાને રહેવા માટે મેહેલ બનાવ્યો, અને પૂર્વ દિશાએ ભરતને રહેવા માટે સાત ભૂમિનો મેહેલ બનાવ્યો, અ-ગ્નિકોણમાં બાહુબળીને રહેવા માટે એક મહોટો મેહેલ બનાવ્યો, તેની વચમાં ઋષભદેવજીને રહેવા સારૂ એકવીસ ભૂમિનો મેહેલ બનાવ્યો. એકસો આઠ જિનમંદિર બનાવ્યાં. વળી રાજ્યને અર્થે હાથી, ઘોડા, ગાય, ઊંટ, બળદ પ્રમુખ ચતુષ્પદોનો સંગ્રહ કર્યો. આગળ તો એ હાથી પ્રમુખ સર્વ જીવો જંગલમાં ફરતા રહેતા હતા. વળી કેટલા-એક યુગલીયા અપ્રાધમાં આવે તેમને દંડ દેવા માટે ઉગ્ર એવા ના-મથી માણસો સ્થાપન કર્યાં. કેટલાક મંડલાધિપ કરીને તેમને રાજન્ય એવા નામથી થાપ્યા, બીજા પાયદળ ક્ષત્રિયો એવા નામે કરી થાપ્યા. એમ ચાર પ્રકારના પુરૂષોની વ્યવસ્થા થઇ. વળી જે બ્રહ્મચર્ય પાળે તે બ્રાહ્મણ, જે શસ્ત્ર રાખે તે ક્ષત્રી, ખેતી કરાવે તે વૈશ્ય, ચાકરી કરે તે શુદ્ર, એવાં નામ સ્થાપન કર્યાં. વળી એ વિનીતા નગરીમાં ચોરાશી

ટાં કર્યાં તેમાં સોગંધિક, ગાંધી, તંબોળી, કંદોઇ, સોનાર, મણીયાર, સાનું વેચનાર, માણીક વેચનાર, નાણાવટી, ભાડભુંજા, ધાન્યબજાર, દોશી, ચમાર, કંસારા, માળી, ધૃતબજાર, તથા તેલ, સૂત્ર, કપાસ, ભાંડા, ભાડા ઇત્યાદિક બજારો કરી અનેક જાતના ઉદ્યમીઓ વગેરે થયા.

વળી ઋષભદેવ સ્વામીનાં પાંચ નામ થયાં. એક ઋષભનાથ, બીજું પ્રથમ રાજા, ત્રીજું પેહેલા ભિક્ષાચર, ચોથું પેહેલા કેવળી, અને પાચમું પહેલા તીર્થંકર, એ પાંચ નામ થયાં.

શ્રી ઋષભદેવ અરિહંત મહા ચતુર, ભલી પ્રતિજ્ઞાના પાળનાર ભલા રૂપવંત સર્વગુણ સહિત, સરલ વિનીત, વીશલાખ પૂર્વ પર્યંત કુમરપદે રહ્યા. ત્રેશઠલાખ પૂર્વ લગે રાજ્ય ભોગવ્યું, તિહાં રાજ કરતે લખવાની કળા, ગણવાની કળા બહોતેર કળા પુરૂષોની તથા ચોસઠ કળા સ્ત્રીયોની, કારીગરોના સો ભેદ ખેતી કર્માદિક ત્રણ કર્મ ઇત્યાદિક વાતોનો લોકોના હિત કરવાસારૂ ઉપદેશ દેઇને, સો પુત્રોને સો દેશનું જુદું જુદું રાજ્ય આપ્યું.

વળી ભરતની સાથે બ્રાહ્મી જન્મી હતી તે બાહુબળીને પરણાવી અને જે બાહુબળીની સાથે સુંદરીનો જન્મ થયો હતો તે ભરતને સ્ત્રી રત્ન કરવા માટે રાખી. એટલે યુગલધર્મ મટાડયો. હવે યુગલીયાને આહાર પચે નહી તે આશ્રી કહે છેઃ—પ્રથમ તો યુગલીયા કલ્પવૃક્ષનાં પત્રાદિકનો આહાર કરતા હતા તે અયોગ્ય થયા. ખાવા યોગ્ય રહ્યા નહી તે વારે લોક મુળ, પત્ર, અને કંદફળ અને ફૂલનો આહાર કરવા લાગ્યા. અપશાલી પ્રમુખ કાચું ધાન ખાવા લાગ્યા, તે ખાતાં ખાતાં પચે નહી. પેટમાં દુખી આવે તે વારે ભગવાન પાસે આવી કહેવા લાગ્યા કે આ આહાર કર્યાથી અમારૂં પેટ ચઢી આવે

છે. ભગવાને કહ્યું. લગારેક હાથમાં મશળીને હાથની બાફ આપીને ખાઓ તો પચી જશે. કેટલાએક દિવશ પછી તે પણ પચ્યો નહી. પછી કાખમાં અને હૃદયમાં રાખી બાફ આપી આહાર કરવા કહ્યું, કેટલાક કાળ પછી તે પણ પચવા લાગ્યો નહી. એવા અવસરે વનમાંહે વંશ ઘાસને ઘાસને અગ્નિ ઉપન્યો તે દેખીને યુગલીયાએ જાણ્યું એ કોઇ અપૂર્વ રત્ન ઉત્પન્ન થયુંછે એવું જાણી તેને હાથમાં લેવા લાગ્યા તેથી બળવા માંડયા તે વારે તેનાથી બીહીતા થકા ઋષભદેવજીને જઇ કહેવા લાગ્યા કે,—હે સ્વામી! એક અપુર્વ રત્ન ઉપજ્યું છે. પરંતુ તેમાં ક્રોધ ઘણો છે તેથી હાથ લગાડીયે તો બાળવાને દોડે છે એ વિશે ક્યાંએક એવું પણ લખેલું છે કે યુગલીયાઓએ જઇ ભગવાનને કહ્યું કે કોઈ રાક્ષસ ઉઠયો છે. પછી ભગવાને અવધિજ્ઞાને જોયું તો અગ્નિ ઉપન્યો દીઠો, તે વારે યુગલીયાને કહ્યું કે તમો એમાં તૃણ લગાવીને અગ્નિ ગ્રહણ કરો તેમાં શાલી પ્રમુખ ધાન્ય પચાવીને ખાઓ. તે વારે યુગલીયાઓએ પસવાડાના તિરણા તોડીને અગ્નિ જૂદી સળગાવી તેમાં ધાન્ય નાંખ્યું તે સર્વ બળી ગયું, કાંઈ પણ પાછું હાથમાં આવ્યું નહી તે જોઇ ફરી ભગવાન પાસે આવીને કહેવા લાગ્યા કે, તે પોતેજ ભુખ્યો છે માટે સર્વ ધાન્ય ખાઇ જાય છે અમને કાંઇ પણ આપતો નથી. તે સાંભળી ભગવાને કહ્યું હું હાથી ઉપર ચઢીને આવું ત્યારે મને એક માટીનો પીંડ આપજો, પછી યુગલીયાએ તેમજ કર્યું. માટીનો પીંડ લઇ આવ્યા. તે માટીમાંથી ભગવાને હાંડી કુંડી પ્રમુખ વાસણ બનાવી આપ્યાં અને સર્વે રીત પણ કહી સમજાવી જે-આવી આવી રીતે બનાવીને વાસણાદીમાં પચાવી એમાં ધાન્ય પાણી

નાંખીને અગ્નિ ઉપર ચઢાવી પાકુ ધાન્ય કરીને ખાઓ. એવા ભગવાને બતાવેલા વિધિથી જુગલીયા અન્નને પચાવી ને ખાવા લાગ્યા તે વારે અન્ન પચવા લાગ્યું. એ ભોજનવિધિ કહ્યો.

હવે ભગવાને અઢાર જાતીની લીપી બ્રાહ્મીને જમણા હાથથી લખવાને બતાવી. તેનાં નામઃ—હસલીપી.ભૂતલીપી, યક્ષલીપી,રાક્ષસ લીપી, ઉદ્દીલીપી, યાવનીલીપી, તુરકીલીપી, કીરીલીપી, દ્રાવડીલીપી, સૈંધવીલીપી, માળવીલીપી, નડીલીપી, નાગરીલીપી, પારીસીલીપી, અનિમિતિલીપી, ચાણાકીલીપી, મુળદેવીલીપી, એ અઢાર લીપીનાં નામ તથા બીજી પણ દેશના નામે લીપી; જેમકે લાટી, ચોટી, ડાહાલી ઈત્યાદિક લીપી જાણવી તથા ગણીત જે આંકનો વિધાન તે સુંદરીને ભગવાને ડાબા હાથે કરવાને બતાવ્યું. તે સ્યાભણી તો કે "**અંકના વામતો ગતિ અક્ષરાણાં દક્ષિણ તો ગતિઃ**" વળી ભરત મહારાજને રૂપ કરવાનું કર્મ બતાવ્યું તથા બાહુબળીને પુરૂષાદિ લક્ષણ બતાવ્યાં, તથા પુરૂષની બહોતેર કળાઓ બતાવી તેનાં નામ નિચે પ્રમાણેઃ—

૧ લેખનકળા, ૨ પઠનકળા, ૩ ગણિતકળા, ૪ ગીત ગાવાની કળા, ૫ વીણા બજાવવાની કળા, ૬ તાલમાનની કળા, ૭ ઢોલ બજાવવાની કળા, ૮ મૃદગ બજાવવાની કળા, ૯ વીણા બજાવવાની કળા, ૧૦ વાંસળી વજાવવાની કળા, ૧૧ ભેરી વજાવવાની કળા, ૧૨ હાથી પરખવાની કળા, ૧૩ ઘોડા પરખવાની કળા, ૧૪ ધાતુવાદની કળા, ૧૫ દૃષ્ટીવાદની કળા, ૧૬ મંત્રવાદની કળા, ૧૭ પલિત વિણાસની કળા, ૧૮ રત્નલક્ષણ, ૧૯ નારી લક્ષણ, ૨૦ નર લક્ષણ ૨૧ છંદકરણ, ૨૨ તર્કવાદ, ૨૩ ન્યાય, ૨૪ તત્વવિચાર, ૨૫ કાવ્યકરણ,

૨૬ જ્યોતિષ, ૨૭ ચારવેદની કળા ૨૮ વૈદ્યકળા, ૨૯ ખટભાષાજ્ઞાન, ૩૦ વશીકરણ, ૩૧ અંજન, ૩૨ લિપી, ૩૩ કૃષીકર્મ, ૩૪ સુપન, ૩૫ વાણિજ્ય, ૩૬ રાજ્યશેવા, ૩૭ શકુન, ૩૮ ઈંદ્રજાળ, ૩૯ વાયુ-સ્થંભન, ૪૦ અગ્નિસ્થંભન, ૪૧ મેઘવરસાવવાની કળા, ૪૨ લેપન કળા, ૪૩ મર્દનકળા, ૪૪ ઉર્ધ્વેજાવાની કળા, ૪૫ ઘટબંધનની કળા, ૪૬ ઘણો ફેરવો, ૪૭ પત્રછેદવો, ૪૮ મર્મભેદન, ૪૯ ફળખેંચવો, ૫૦ પાણીવૃષ્ટી, ૫૧ લોકાચાર શીખવાની કળા, ૫૨ લોકોની મરજી રાખવાની કળા, ૫૩ ફળ ભરવાની કળા, ૫૪ ખડ્ગધારવાની કળા, ૫૫ છુરીબંધન, ૫૬ મુદ્રાકરણ, ૫૭ લોહઘટન, ૫૮ દંતસમારણ, ૫૯ કાષ્ટછેદન, ૬૦ ચિત્રકરણ, ૬૧ બાહુયુદ્ધ, ૬૨ દૃષ્ટીયુદ્ધ, ૬૩ મુષ્ટીયુદ્ધ, ૬૪ દંડયુદ્ધ, ૬૫ ખડ્ગયુદ્ધ, ૬૬ વાગયુદ્ધ, ૬૭ ગરૂડમર્દન, ૬૮ સર્પદમન, ૬૯ ભૂતદમન, ૭૦ યોગધ્યાન, ૭૧ વર્ષજ્ઞાન, ૭૨ નામાવળી. એ પુરૂષની બહોતેર કળા ભગવાને બતાવી. વળી સ્ત્રીયોની ચોસઠ કળા બતાવી તેનાં નામ નિચે મુજબઃ—

૧ નાચવાની કળા, ૨ આદર દેવાની કળા, ૩ ચિત્રકળા, ૪ વાદકળા, ૫ મંત્રકળા, ૬ તંત્રકળા, ૭ જ્ઞાનકળા, ૮ વિજ્ઞાનકળા, ૯ દંડકળા, ૧૦ જળસ્થંભનકળા, ૧૧ ગીતગાવાનીકળા, ૧૨ તાલમાનની કળા, ૧૩ મેઘવૃષ્ટીની કળા, ૧૪ ફળાકૃષ્ટીની કળા, ૧૫ વાગગોપન, ૧૬ આકારગોપન, ૧૭ ધર્મવિચાર, ૧૮ શકુન જોવું. ૧૯ ક્રિયાકલ્પ, ૨૦ સંસ્કૃત ભાષા બોલવી, ૨૧ પ્રસાદ નીતિ, ૨૨ ધર્મનિતી, ૨૩ વણિકાવૃષ્ટી, ૨૪ સુવર્ણસિદ્ધિ, ૨૫ સુગંધિ તેલ કરવું, ૨૬ લીલાસહિત ચાલવું, ૨૭ હાથીઘોડાની પરિક્ષા કરવી, ૨૮ પુરૂષ સ્ત્રી લક્ષણ જા-

ણવું, ૨૯ શુવર્ણ રત્ન ભેદનું જ્ઞાન, ૩૦ અઢાર જાતીની લીપી, ૩૧ તાત્કાળીક બુદ્ધિ, ૩૨ વાસ્તુ સિદ્ધિ, ૩૩ વૈદ્ય ક્રિયા. ૩૪ કામક્રિયા, ૩૫ ઘટભ્રમણ, ૩૬ સારિ પરિશ્રમ. ૩૭ અંજનયોગ, ૩૮ ચુર્ણયોગ, ૩૯ હસ્તલાઘવ, ૪૦ વચનચતુરતા, ૪૧ ભોજનવિધિ. ૪૨ વાણિજ્યવિધિ, ૪૩ મુખમંજન, ૪૪ શાલીખંડન, ૪૫ કથા કહેવી ૪૬ ફૂલગુંથન, ૪૭ વાંકુ બોલવું, ૪૮ કાવ્યશક્તિ, ૪૯ વેશ બનાવવો, ૫૦ સર્વ પ્રકારની ભાષાઓ બોલવી, ૫૧ અભિધ્યાનજ્ઞાન, ૫૨ ઘરેણાં પહેરવાં, ૫૩ રાજાની ભક્તિ કરવી, ૫૪ ઘરનો આચાર શીખવો, ૫૫ કાવ્ય કરણ, ૫૬ પરને હરાવવો, ૫૭ ધાન્ય રાંધવું, ૫૮ કેશ બાંધવા ગુંથવા, ૫૯ વીણા બજાવવી, ૬૦ વિતંડાવાદ, ૬૧ અંક વિચાર, ૬૨ લોક વ્યવહાર, ૬૩ અંત્યાક્ષરીકા, ૬૪ પ્રશ્નપ્રહેલિકા. એ ચોશઠ સ્ત્રીયોની કળા ભગવાને બતાવી તથા ઋષભદેવજીના સો પુત્રનાં કેટલાકનાં નામ પણ નિચે પ્રમાણેછેઃ—

૧ ભરત, ૨ બાહુબલી, ૩ મસ્તક, ૪ પુત્રાંગારક, ૫ મલ્લિદેવ, ૬ અંગજયોતી, ૭ મલયદેવ, ૮ ભાર્ગવનાથ, ૯ અંગદેવ, ૧૦ વસુદેવ, ૧૧ ગમધ નાયક, ૧૨ ઇત્યાદીક સોપુત્ર જાણવા. તેમાંથી ભરતને તો અયોધ્યાનું રાજય આપ્યું અને બીજા અઠાણું પુત્રોને અંગ, બંગ પ્રમુખ દેશોનાં રાજ્ય આપ્યાં. પછી લોકાંતીક દેવોના સૂચવવાથી વરસી દાન દેઈને ગોત્રીયોને ધન વેંહેંચી આપ્યું.

હવે ભગવાન દીક્ષાના દિવશથી એક વર્ષ પહેલાં વરસી દાન દેવા માંડે તે સૂર્ય ઉગ્યાથા માંડીને જમવાની વેળા સુધી, પ્રતિ દિવશે પ્રભાતના સવાપહોર દીવશ ચઢતાં શુધી નીત્ય પ્રતે એક

ક્રોડને આઠ લાખ સોનૈયા ભગવાન દાનમાં આપે અને ગામમાં ઉદઘોસણા કરે કે જેને જે વસ્તુ જોઇએ તે ધણી તે વસ્તુ માગે તે વારે જે ધણી જે માગે તેને તે આપે તે સર્વ શક્રેંદ્રના આદેશથી દેવતા પુર્ણ કરે એવી રીતે એક વર્ષમાં ત્રણ અબજ અઠયાશી ક્રોડ ને એશી લાખ એટલા સોનૈયા એક વર્ષમાં દાન આપે. તે સોનૈયો એશી રતીભાર જેટલો હોય, અને તેના ઉપર તીર્થંકરના મા-બાપનું તથા પોતાનું નામ હોય તે બારસો સોનૈયાનો એક મણ કરતાં નવ હજાર મણ સોનૈયા દિન પ્રત્યે દાન દેવાય તેના આજના સમય પ્રમાણે એક ગાડલામાં ચાળીશ મણ ભાર નાંખતાં બસોને પચીસ ગાડલાં થાય તે સોનૈયા શક્રેંદ્રના આદેશથી વૈશ્રમણ દેવતા દેવમાયાએ કરી આઠ સમયમાં નિપજાવીને, તીર્થંકરના ઘરમાં ભરે એ દાન દે-વાનો અતિશયછે, અને ભગવાનના હાથને વિશે સૌધર્મેંદ્ર એવી સ્થિતિ કરે કે દાન દેતાં થકાં તીર્થંકરનો હાથ થાકે નહી. અને ઇશાનેંદ્ર રત્ન જડીત સુવર્ણની લાકડી લેઈ ઉભો રહે તે ચોસઠ ઇંદ્ર વરજીને સ-માન્ય દેવતાઓને દાન લેતાં વરજે તથા જે મનુષ્યના લલાટ માંહે જેવી પ્રાપ્તી હોય જેવું જેને આપવું પોશાય તેવું તેના મુખમાંથી ઇ-શાનેંદ્ર કહેવરાવે, તથા ચમરેંદ્ર અને બલેંદ્ર એ બે ઇંદ્ર જો તીર્થંકરના મુઠીમાંહે અધિક દ્રવ્ય આવ્યું હોય તો પાછું પડાવી નાંખે અને ઓછું દ્રવ્ય આવ્યું હોય તો પૂર્ણ કરે. માગનારની પ્રાપ્તી માફક પામે. એ પ્રભુના હાથનું દાન સર્વ ભવ્ય જીવોને મળે; પરંતુ અભવ્યને તો એ પ્રભુના હાથનું દાન સર્વથા મળેજ નહીં.

હવે ભગવાન મહારાજનો દીક્ષા સમય જાણી ચોસઠ ઇંદ્ર અ-

ભિષેક કરવા આવે, પછી ભગવાનને પૂર્વ સન્મુખ બેસાડીને દેવતાએ લાવેલા જળથી ભગવાનને અભિષેક કરે તે વખતે ઇંદ્રાદિક દેવો સર્વ ભૃંગાર દર્પણ હાથમાં લેઇ જય જય શબ્દ કહેતા થકા આગળ ઉભા રહે, પછી ભગવાનના શરિરને લુછી બાવનાચંદને કરી શરિર લેપે, અમુલ્ય વસ્ત્ર, મુકુટ, મોતીના હાર, કંઠસૂત્ર, કેયુર, બાજુબંધ, બહિરખા અને કુંડલાદિક સર્વ જાતના આભરણ પહેરાવે, પુષ્પાદિકે કરીને કલ્પ વૃક્ષ સમાન કરે, પછી ચંદ્રપ્રભા નામે પાલખી પ્રભુના મુખ આગળ મુકે અને પ્રભુ પાલખીમાં પૂર્વ સન્મુખ સિંહાસને આવીને બેસે અને ભગવાનની જમણી બાજુ કુળમાં વડેરી કુળ મહત્તરીકા હંસલક્ષણની સ્ત્રી સાડી લેઇને બેસે તથા ડાબી બાજુ ભગવાનની ધાવ્ય માતા આવી દીક્ષાનાં ઉપકરણ લેઇને બેસે તથા ભગવાનની પછવાડે સોલ સણગાર પહેરીને એક ઘણીજ સ્વરૂપવાન ભલા સ્ત્રી છત્ર ધરીને બેસે તથા ઈશાન કોણે એક સ્ત્રી જળે પૂરણ કળશ હાથમાં લઇ ઉભી રહે, અગ્નિ કોણે એક સ્ત્રી મણીમય વિચિત્ર વીંઝણો કરતી ઉભી રહે, એ સર્વ સ્ત્રીયો શણગાર કરેલી યુવાન અવસ્થાવાળી જાણવી.

પછી શક્રેંદ્ર તે પાલખીની જમણી બાજુની આગલી ઉપરની તરફની બાંહ્ય ઉપાડે, તથા ઇશાનેંદ્ર ડાબી બાજુની આગલી ઉપરની બાંહ્ય ઉપાડે તથા ચમરેંદ્ર જમણી બાજુની પાછલી તરફની ઉપરની બાંહ્ય ઉપાડે તથા બલિંદ્ર ડાબી બાજુની પાછલી ઉપરની બાંહ્ય ઉપાડે અને બીજા ભવનપતિ વ્યંતર, જયોતિષી અને વૈમાનિક દેવોના જે ઇંદ્ર તે જીહાં દેખે તિહાંથી ઉપાડે. કેટલાએક દેવ દુંદુભી વજાવે, કેટલાએક પંચવર્ણ ફૂલનો વર્ષાત કરે. પછી શક્રેંદ્રને

ઇશાનેંદ્ર બાંહ્યને છોડીને ચામર ઢોળે તે વારે શીબીકાને બીજા ઇંદ્ર ઉપાડે. પછી સુરેંદ્ર, અસુરેંદ્ર, નાગેંદ્ર ઉપાડે બીજા સર્વ દેવો હર્ષ પામ્યા થકા કેટલાએક આકાશે રહ્યા થકા નૃત્યાદિક કરે. આ ઠેકાણે જેમ નવ ખંડ ફૂલે કરી શોભે, જેમ પદ્મ સરોવરમાં શરદકાળે કમળ શોભે. તેમ દેવતા આકાશે રહ્યા થકા શોભેછે. તથા જેમ અળશીનું વન, કરેણાનું વન, ચંપાનું વન, ફૂલે કરી શોભેછે તેમ નગરથી માંડાને, દેવતાના ભવન સુધી દેવદેવીયોએ કરી આકાશ શ કિરણ થયું શોભે છે. પડહ ભેરી ઝલ્લરી દુંદભી ઇત્યાદિ કરોડો ગમે વાજીંત્ર આકાશે તથા ધરતીયે વાજી રહ્યાંછે, ઘરના વ્યાપાર ધંધા મુકી મનુષ્યના વૃંદ જોવા મળ્યાછે, હવે પાલખી ચાલતાં દેવ દેવી તથા નરનારી પોત પોતાની ખુશી પ્રમાણે મનમાં આવે તેવા પ્રકારનાં હર્ષનાં વાજાં વજાવેછે, ગાયછે, નાચેછે ફૂલ ફળ મોતી પ્રમુખને વરસાવેછે હવે વરઘોડામાં ભગવાનની આગળ સૌથી પહેલા તો અઠ મંગળ ચાલે, પછી પૂર્ણ કળશ ભૃંગાર ચાલે, પછી મોટી વૈજયંતી ધ્વજા ચાલે, પછી છત્રધર ચાલે, પછી મણીપીઠ સિંહાસન ચાલે. પછી શણગારેલા પણ અસ્વાર વિનાના એકસોને આઠ હાથી ચાલે, પછી એકસોને આઠ ઘોડા ચાલે, પછી એકસોને આઠ રથ ચ લે, પછી એકસોને આઠ પુરૂષ ચાલે. પછી ઘોડા, હાથી, રથ અને પાળા એ ચાર પ્રકારની સૈન્યા ચાલે, પછી એક હજાર યોજન ઉંચો અને નાની નાની એક હજાર ધ્વજાએ મંડીત એવો મહેંદ્રધ્વજ ચાલે, પછી દેવ દેવી મનુલોક વિગેરે ચાલે, તે વખત અનેક પ્રકારનાં વાજાં વાજે તેનો શબ્દ સાંભળીને નગરની સ્રીયો પોતપોતાનું કામ

મુકીને ત્યાં કને આવે, કારણુ કે ત્રણુ વાતો સ્રીયોને વલ્લભછે. એક ઝઘડો, બીજું કાજલ, અને ત્રીજો સિંદૂર. વળી ત્રણુ વાતો બીજી અત્યંત વલ્લભછે. એક દૂધ, બીજો જમાઇ, અને ત્રીજું વાજું.

यतः--तिस्मिवितियां वल्लहा, कलिकजलसिंदुर;
एपुण अतिहिवल्लहा, दुधजमाइतूर.

માટે તે સ્રીયો વાજાનો શબ્દ સાંભળીને ઉતાવળથી આવીયો અને કેટલીક ચાવલ ઉછાળે છે, કેટલીક નાચેછે. એવા આડંબરથી ભગવાનનો દિક્ષા મહોત્સવ થયો.

પછી ભગવંતે ચાર હજાર પુરુષો સાથે દિક્ષા લેઇ વિહાર કર્યો હતો, તે વખત ચાર મુસ્ટી લોચ કર્યો હતો અને બીજા તીર્થંકર સર્વે પાંચ મુસ્ટી લોચ કરે છે તેનું કારણ કહી દેખાડેછેઃ—ભગવાને જે વારે ચાર મુસ્ટી લોચ કરી લીધો તે વારે પાંચમી મુઠીએ ઉખેડી નાંખીયે એટલા કેશ પાછળ ચોટલીમાં રહ્યા એટલામાં પવન થયો તેને લીધે તે કેશની શીખા ફરકીને પહોળી થઇ તેથી ઘણીજ શોભવા લાગી તે જોઇને ઇંદ્ર મહારાજે પ્રભુને વિનતી કરી કે મહારાજ કેશની શીખા ઘણીજ સારી રમણિક દેખાયછે. માટે એમજ રહેતો સારૂં ! પ્રભુએ પણ તે શીખા એમજ રાખી. તે જેમ પદ્મદ્રહમાંથી સિંધુ નદી નિકળતી વખતે સવા છ યોજનની પહોળાછે, અને પછી અનુક્રમે વધતી વધતી સમુદ્રમાં મળતાં સાડી બાસઠ યોજનની પહોળપણે થએલી છે. તેમ એ ચોટલી પણ મસ્તકના થડમાંથી નિકળેલી તે આગળ આગળ પહોળાઇમાં વિસ્તારને પામતી દાઢામાં

આવી તેથી પદ્મદ્રહ સિંધુ નદીના પ્રવાહની પેરે શોભાકારી દેખાવા લાગી, તેને લોક ભાષાએ અલ્લા ચોટલી પણ કહેછે.

હવે ભગવાન ઘોર અભિગ્રહ ધારી થયાથકા ગ્રામાનુગ્રામે વિહાર કરતાં આકરા પરિસહ સહન કરતા થકા વિચરે છે, તિહાં ભગવાનને અઘપી છઠ તપનું પારણું કરવું હતું તથાપી તે વખતે સુપાત્ર સાધુને દાન દેવાનો વિધિ કોઇ જાણતો નહોતો, ભિક્ષાનો વ્યવહાર કોઇ જાણતો નથી, સાધુ તે શું અને ભિક્ષા તે વળી શું ! એવું કોઈ સમજે નહી. તે વખત કોઇ ભીક્ષાનો માગનાર પણ દુનિયાંમાં હતો નહી. તેણે કરી જ્યાં જાય ત્યાં કોઇ અન્ન આપે નહી તેથી ચાર હજાર સાધુઓ ભૂખ તૃષાયે પીડ્યા થકા પ્રભુને આહારનો ઉપાય પુછવા લાગ્યા પણ પ્રભુ કાંઇ બોલ્યા નહી ને મૌનપણે રહ્યા તે વારે કચ્છ અને મહા કચ્છને પુછ્યું તેણે પણ કહ્યું કે અમે પણ કાંઇ જાણતા નથી તેવારે સર્વે વિચાર કરવા લાગ્યા કે આપણે પ્રથમથીજ ભગવાનને કાંઇ પુછ્યું નહી અને હવે પાછા ઘેર જઇને બેસવું પણ યોગ્ય નથી તેમ આહાર કર્યા વિના પણ રહ્યું જાય નહી તો હવે આપણને એ વનવાસમાંજ રહેવું ભલું છે એમ ચિંતવીને ગંગા નદીના દક્ષણ તટના વન જટીલ તાપસ થઈને રહ્યા, અને વૃક્ષમાંથી નિચે તુટી પડેલાં પત્ર, ફળ, ફૂલ આદિકનો આહાર કરવા લાગ્યા.

હવે જે વારે પ્રભુએ દીક્ષા લીધી હતી તે વારે સર્વે પુત્રોને જુદા જુદા દેશોનાં રાજ વહેંચી આપ્યાં હતાં તે અવસરમાં કચ્છ અને મહા કચ્છના પુત્ર એક નમિ અને બીજો વિનમિ, એ બેહુને ભગવાને પુત્રની પરે પાળ્યા હતા તે બન્ને જણ તે વખતે ક્યાંયેક દેશાં-તરે જતા રહ્યા હતા પણ હાજર હતા નહી. તે જે વારે પાછા ફરી

આવ્યા તે વારે તેણે ભરતને આવી કહ્યું કે અમને રાજ્ય કેમ ન આપ્યું? ભરતે કહ્યું કે હું તમને થોડોક ભાગ આપું. તેણે કહ્યું કે તારા પાસેથી ન લઈએ તે વારે ભરતે કહ્યું કે ભગવાન જાણો ને તમો જાણો તે વારે બેઉ ભાઈ ભરતની અવગણના કરીને ભગવાનની પાસે આવી તેમના ચરણકમળની શેવા કરીને કહેવા લાગ્યા કે હે પ્રભુ તમે સર્વને રાજ્ય દીધું માટે અમોને રાજ્ય આપો. ભગવાને તો સંસાર ત્યાગ કર્યો છે માટે મૌનપણે રહ્યા, કાંઇ ઉત્તર દીધો નહી. તે વારે તે બન્ને જણ રાજ્યને અર્થે ભગવાનની પાછળ રહ્યા. જીહાં ભગવાન ઉભા રહે તિહાં જગા સાફ કરે, કાંટા કાંકરા કહાડી નાંખે, પાણી છંટકાવે ફૂલ બીછાવે, ડાંસ મત્સરાદિક ઉડાડે, ત્રિકાળ ખડગ્ ધરે. એમ પ્રભુ-ની શેવા ભક્તિ કરતા થકા વિચરે છે. એકદા ધરણેંદ્ર ભગવાનને વાં-દવા આવ્યો તેણે નમિ વિનમિને કહ્યું કે ભગવાન તો ત્યાગી છે. માટે તમે ભરતની પાસે જાઓ તે તમોને રાજ્ય આપશે. તે વારે તે બોલ્યા, ભગવાન વિના અમે બીજા કોઇ પાસેથી રાજ્ય માગીએ નહી. એવું સાંભળી ધરણેંદ્ર તેમની ભક્તિથી સંતુષ્ટ થઇને કહેવા લાગ્યો કે:—

તમે એક મના થઇને પ્રભુની શેવા કરો છો તો મહોટાના ચ-રણની શેવા કેવારે પણ નિષ્ફળ થાય નહી તેથી હું તમારા ઉપર નિવાજ્યો છું માટે જે માગો તે હું આપું. તોપણ તેણે કાંઇ માગ્યું નહી. તે વારે ધરણેંદ્રે ભગવંતના શરિર અદૃષ્ટિ અદૃષ્ટિ એટલે ભગ-વાનના મુખે અવતરીને અડતાળીસ હજાર વિદ્યાઓ પાઠ ગુણતાંજ સિદ્ધ થઈ જાય એવી શીખવી અને ગૌરી, ગંધારી, રોહણી તથા

પ્રજ્ઞપ્તી પ્રમુખ સોળ દેવીઓ તે વિદ્યાઓની અધિષ્ઠાતાઓ છે તે આ-પી અને વૈતાઢ્ય પર્વતની દક્ષણ ઉત્તર શ્રેણીનું રાજ્ય આપ્યું. વિદ્યાઓ સાધી બંને ભાઇયો વિદ્યાધરની રૂદ્ધિ પામ્યા ત્યારે પોતાનો સર્વ સ્વજન વર્ગ લેઇને રથનુપુર ચક્રવાલાદિ પચાસ નગર ઉત્તર શ્રેણીનાં તથા ગગનવલ્લભ પ્રમુખ શાઠ નગર દક્ષણ શ્રેણીનાં વસા-વીને વિદ્યાના બળથી સર્વ પરિવાર સહિત તિહાં રહેતા હવા. પછી તે બે ભાઇને ધરણેંદ્ર કહ્યું કે હે વિદ્યાધરો તમે સાંભળો જે એક-તો કેવળી ભગવાનની, બીજી જિનપ્રતિમાની, અને ત્રીજી ચરમશરી-રિની અને ચોથી પ્રતિમાધર સાધુની, એ ચારની જો તમે આશાત-ના કરશો અને વળી એનું ઉલ્લંઘન કરશો એટલે એ ચારને રસ્તામાં મુકી તેના દર્શન શેવા કર્યા વિના એમજ ચાલ્યા જાશ્યો. તથા પર-સ્ત્રીની સાથે ભોગ ભોગવશો તો તમારી વિદ્યાઓ નિષ્ફળ થઇ જશે. એવી રીતે શીખામણ આપીને રત્નભિંત ઉપર લખીને ધરણેંદ્ર પોતાને સ્થાનકે ગયો.

પછી ભગવાનની શેવાનું ફળ ભરતને કહીને શોળ જાતિ વિદ્યા-ધરોની સ્થાપી. દક્ષણ શ્રેણીનું રાજ્ય નમિ કરવા લાગ્યો. અને ઉત્તર શ્રેણીનું રાજ્ય વિનમિ કરવા લાગ્યો.

હવે ભગવાન પૂર્વ કૃત અંતરાય કર્મના ઉદય થકી એક વર્ષ પર્યંત આહાર વિના રહ્યા. ક્યાંય શુદ્ધ ભિક્ષા ન પામતા હવા. જિહાં ગોચરીયે જાય તિહાં મ્હોટો માણસ જોઇને કોઇ વસ્ત્ર આપે કોઇ આભરણ આપે, કોઈ મણી માણીક અને મુક્તા ફળના થાળ-ભરી આપે, કોઇકતો ઘણી સ્વરૂપવાન્ એવી કન્યાને શોળ શણગારે શણ-

ગારીને આપવા તૈયાર થાય, કોઇતો હાથી, ઘોડા, રથ ઈત્યાદિક વાહન આપવા આવે, કોઇએક ધન, ભૂન, સુવર્ણ સ્થાલ પ્રમુખ ઉચત વસ્તુ આપવા આવે એમ ઘણા ઘણા પદાર્થ લાવીને લોકો સ્વામીની આગળ ધરે તે સર્વ અણ ખપતા જાણી સ્વામી લીયે નહી પણ અન્ન કોઈ આપવા આવે નહી. એવી રીતે એક વર્ષ પર્યંત ભગવાન્ નિરાઆહારી રહ્યા. પણ આહાર વિના લગાર માત્ર ડગ્યા નહી. દીનપણું આવ્યું નહી. એવી રીતે ભગવાન્ વિચરતાથકા એકદા ગજપુર નગરે પધાર્યા. તિહાં બાહુબળીનો પુત્ર સોમપ્રભ નામે રાજા રાજ્ય કરેછે તેનો પુત્ર શ્રેયાંસ કુમાર યુવરાજ છે તેણે તે રાત્રીયે સ્વપ્ન દીઠું હતું જે મેરૂ પર્વત મલિન થઇ ગયો હતો તેને મેં અમૃતના ઘડાવા ધોઇને ઉજ્વળ શોભાયમાન કીધો. તથા શ્રેયાંસના પિતા શોમપ્રભ રાજાને એવું સ્વપ્ન આવ્યું જે કોઇએક પુરૂષને શત્રુએ ઘેરી લીધો તે શ્રેયાંશ કુમારના સહાય થકી જય પામી છુટો થયો. તથા તે નગરના સુબુદ્ધિ શેઠને એવું સ્વપ્ન આવ્યું જે સૂર્યનાં સહસ્ર કીરણો પડતાં હતા તેને શ્રેયાસ કુમારે પાછાં સૂર્યમાં થાપ્યા. એ ત્રણે જણ પ્રભાતે રાજ્યસભામાં ભેળા થયા, તિહાં સૌએ પોતપોતાને થએલા સુપનાની વાત કહી તે વારે સર્વના મનમા એવો વિચાર આવ્યો કે આ સુપનાનું સર્વ ફળ શ્રેયાંસકુમારને થાશે, અને શ્રેયાંસને કોઇ મહોટો લાભ થશે. એમ કહી સૌ પોતપોતાને ઘેર ગયા. પછી મધ્યાન સમયે ગોચરી કરવાને માટે ઋષભદેવજી ઘર ઘરને વિશે ફરવા લાગ્યા તેને લોકો પૂર્વોકત રિતે વસ્ત્ર ભરણાદિક વસ્તુ આપવા લાગ્યા. પણ પ્રભુ લેતા નથી તેથી લોકોમાં કોલહલ થઇ રહ્યોછે. જે ભગવાન તો કાંઇ

પણ લેતા નથી એટલામાં શ્રેયાંસકુમાર ગોખમાં બેઠા હતા તેણે શ્રી ઋષભદેવજીને દીઠા, પછી હીયાપોહ કરતાં જાતી સ્મરણ જ્ઞાન પામ્યા તેણે કરી પૂર્વનો ભવ દીઠો તે વારે જાણ્યું જે અહો ! હું તો એ પ્રભુનો પુર્વ ભવને વિષે સારથી હતો તિહાં મેં પણ દીક્ષા લીધી હતી તિહાં વજ્રસેન તીર્થંકરે એવું કહ્યું હતું જે એ વજ્રનાભ રાજર્ષિ ભરતક્ષેત્રમાં પહેલા તીર્થંકર થાશે. તેજ એ પ્રભુ તીર્થંકર, દેવોના દેવ, ગોચરીયે ભમતા દેખાય છે એમ જાણી ગોખ થકી હેઠા ઉતરીને કહ્યું કે હે પ્રભુ લોકો સાધુને દાન દેવાની રીતીમાં વાકેફ નથી એમ કહી પાંચ અભિગમન સાચવી ત્રણ પ્રદક્ષણા દેઇ "ઇચ્છામિ **ખમાસમણો વંદિઉં જાવણિ જ્જાએ નિસિહિઆએ મથ્થેએણ વંદામિ"** એમ ખમાસમણો દેઇ પછી. "**ઇચ્છકારિ સુહરાઇ સુહદેવસિ સુખ તપ શરિર નિરાબાધ સુખસંજમ જાત્રા નિર્વહોછો જી"** હે ભગવાન્ ભાત પાણીનો લાભ દેવા પધારો, મહારૂં ગૃહાગણ પાવન કરો, શુદ્ધ બેતાળીસ દોષ રહિત આહાર વહોરીને મહારો નિસ્તાર કરો. એમ ઇહાં શ્રેયાંસકુમાર પહેલા શ્રાવક પ્રગટ થયા, તે સમયે શેલડીના રસના રસે ભરેલા એકસોને આઠ ઘડા શ્રેયાંસકુમારને કોઇક ભેટ આપી ગએલોછે, તે શુદ્ધમાન ઘડા લઇને શ્રેયાંસકુમારે ભગવંતને ભિક્ષા લેવાની વીનંતી કરી.

ઇહાં કવી ઘટના કરેછે કે દાન લેતી વખતે પ્રભુના બેઉ હાથનો માંહોમાંહે વિવાદ થયો તે એવી રીતે કે પ્રથમ જમણો હાથ ગદ્દગદ્દ સ્વરે કરીને શ્રેયાંસકુમાર પ્રત્યે કહે તો હવો કે અહો શ્રેયાંસ તું સાંભળ હું શ્રીઋષભદેવનો આ જન્મનો શેવક છું, મેં શ્રીઋષભ-

દેવજીના પ્રસાદે કરીને ઘણું મ્હોટાં મ્હોટાં ઉત્તમ કામ કર્યા છે તેણે કરી હું ઘણો પ્રતિષ્ટા પામેલો છું. તે મ્હારાં કર્ત્તવ્ય તું નિરપેક્ષપણે સાંભળ. પ્રથમતો મેં ઇંદ્રાદિક દેવોને દેખતા થકા જમણે અંગુઠે કરીને પ્રભુને અમૃતપાન કરાવ્યું એટલે તીર્થંકરની એવી રીતીજ છે કે પોતાની માતાનું તથા અન્ય સ્રીયોનું સ્તનપાન ન કરે પણ જે વારે ભૂખ લાગે તે વારે પોતાના જમણા હાથનો અંગુઠો ચુસવા માંડે કે તરતજ તેમાં અમૃતમયી પુદ્ગલ પ્રણમી જાય તેથી ક્ષુધાવેદની ઉપસમી જાય. વળી વંશ સ્થાપનના અવસરે મેં ઇંદ્રના હાથથી સેલડીનો સાંઠો ગ્રહણ કરીને સ્વામીની વાંછા પૂર્ણ કરી, માટે વંશ સ્થાપવામાં પણ હું આગેવાન થયો. વળી ભરતનીપરેજ મેં બાહુબળીને તિક્ષશિલા નગરીનું રાજ્ય આપ્યું. તથા શેષ અઠાણું પુત્રને પણ એજ રીતે મેં રાજ્ય આપ્યું તથા સુનદા તથા સુમંગળા, એ બે કન્યાઓને પણ હાથ મેળાવવાને અવસરે જમણે હાથે ઝાલીને સ્વામીને પરણાવી દીધી. વળી મેં એક વર્ષ પર્યંત સ્વઈચ્છીત વર્ષીદાન આપીને ત્રણ જગતના મનોવાંછીત પૂરણ કર્યા કેમકે દાન પણ જમણા હાથેજ દેવાયછે. વળી હું છત્ર, ચામર, ગદા, ખડ્ગ, ધનુષ્ય, અંકુશ, વજ્ર, અને શંખાદિક શુભ લક્ષણે કરી વીરાજમાન થકો શોભી રહ્યો છું એવાં સર્વ લક્ષણ હું (જમણો હાથ ધારણ કરૂં છું અને લક્ષણ જોવાવાળા લોકપણ મ્હારીજ રેખાઓ આદિક સર્વ લક્ષણને જુએછે. વળી તીર્થયાત્રા, પુત્ર પ્રાપ્તી, સૌભાગ્ય, યશકિર્તિની સૂચક રેખાઓધારક પણ હુંજ છું એટલે એ સર્વ ભાવોને સૂચવવાવાળી રેખાઓ જો જમણા હાથમાં હોય તોજ તદ્રુપ ફળની પ્રાપ્તી થાયછે. વળી

દાનને વિષે, ભોજનને વિષે, બોલવા તથા કબુલાત આપવાને વિષે, ઇત્યાદિક શુભ શુભ કાર્યમાં મારેજ અધિકાર છે. એવી રીતે મ્હોટા મ્હોટા કામોમાં હું છું તો કહો આ સ્વલ્પ શેલડીના તુચ્છ રસની હેઠલ કેવી રીતે થાઉં. વળી મેં લાસીલાખ પૂર્વ લગે ભગવાનની સાથે રાજ્ય સામ્રાજ્ય પાળ્યું તો હવે હું ભગવાનની આગળ થઇને કેવી રીતે યાચના કરાવું તેજ કારણથી મેં ખાવું, પીવું, ઓઢવું પહેરવું ઇત્યાદિક ક્રીડા વિના મૌન ધરાવીને વનગહન અટવીઓમાં પ્રભુને ભમાવ્યા, તો હવે સેલડીના રસને હું ગ્રહણ ન કરૂં માટે તમે ડાબા હાથને કહો તો તે માગી લેશે. એવાં જમણા હાથનાં વચન સાંભળીને ડાબો હાથ બોલ્યોકે:—

હે નિર્લજ તું વૃથા પોતાની મેળે પોતાના આત્માની મ્હોટાઇ કરીને શું પ્રશંસા કરેછે? પોતાના મુખથી જે પોતાની મ્હોટાઇ કરે તેમાં કોઈ ગુણ હોય તોપણ તે લઘુતાને પામી જાય અને પરની પ્રશંસા કરવાથી જો નિર્ગુણી હોય તો પણ ગુણવાન્ થાય. ગુણવંત હોય તેના ગુણ તો પોતાની મેળેજ પ્રગટ થાય, જેમ કપુરનો સુગંધ-રત્નનું તેજ અને મણીનું નિર્વિષ પણું ઈત્યાદિક જે ગુણોછે તે પોતાની મેળેજ પ્રગટ દેખાઈ આવે છે પણ તે કોઈ કોઇની આગળ કહેવા જતા નથી. વળી એકઠાજ રહેનારા બે જણ હોય તેમાંથી એકજણ ઉઠીને પોતાના ગુણ બીજાની આગળ વર્ણવી દેખાડે તે યુક્ત નથી જેમ માતાના મુખ આગળ મામાનું વર્ણન કરી દેખાડવું યુક્ત કહેવાય નહી તેની પેઠે એ પણ જાણી લેવું. માટે અહો શ્રેયાંસ! મારૂં પણ કર્તવ્ય જે છે તે તું સાંભળ.

પરમેશ્વરે જે બે કન્યાને પરણુવાનું સ્વીકાર્યું તેમને સુવા બેસવાનું ઠેકાણું તો મેંજ આપ્યું. કારણ કે સ્ત્રીઓ જે છે તે પતિના ડાબા પાસા તરફ સુવે બેસે છે. એટલે જમણે હાથે તો માત્ર સ્ત્રીનો હાથ ઝાલીને ઉઠાડી મૂકી પણ તેમને બેસવા માટે સ્થાનક તો મેંજ આપ્યું. વળી હું ઢાલ આગળ રાખીને સંગ્રામને વિશે સ્વામીનું રક્ષણ કરૂંછું અને જમણો હાથ તો ખડ્ગ ઉપાડીને પાછો નાશી જાયછે. વળી હું સંગ્રામમાં ધનુષ્યને આગળ ધારણ કરીને ઉભો રહુંછું અને આ જમણો હાથ તો તીર લેઇને કાનને વિષે ચુગલની પેરે પેસેછે. વળી આંક ગણવાનો વ્યાપાર પણ મહારી પાસે થાયછે. એટલે આંકની વામગતિ હોયછે. વળી ગ્રામાંતરે પ્રયાણ કરતાં ગધેડો પણ જો મારી દીશા તરફ આવીને બોલે તો સિદ્ધ દાયક છે. તેમજ દેવચકલી પણ ડાબે પાસે આવી બોલે તે વારે શુભ ફળની સુચવનારી થાયછે. વળી પ્રથમ પ્રયાણને વિષે પ્રથમ રાત્રીના પહોરમાં સીયાળીઆં પણ મહારી દીશાએ રલાંથકાં બોલે તો સિદ્ધિનાં કરવાવાળાં થાય. વળી મહારી તરફની ચંદ્રનાડી વહેતાં જે શુભ કામનો પ્રારંભ કર્યો હોય તે સિદ્ધિ દાયક થાય. વળી હે શ્રેયાંસ તું સાંભળ કે આ પાપી જમણા હાથે પ્રભુને પરણાવવાને અવસરે કન્યાઓનો હાથ ગ્રહણ કર્યો તેવારે પણ મને બોલાવ્યો નહીં કંસારપણ એણે એકલાએજ ખાધો પણ એમ ન જાણ્યું જે આ મારો ભાઈ ભૂખ્યો છે માટે થોડોક એને પણ બોલાવીને ખવાડું, એવો વિચાર કર્યાવિના મહારાથી કપટ કરીને એ એકલોજ ખાઈ ગયો તેથી એ નિઃકેવળ પેટભરો દેખાયછે, ફોગટ પોતાના મુખથી ગુણનું વર્ણન કરેછે. વળી હે શ્રેયાંસ તું સાંભળ

બીજીપણુ એની નિષ્ઠુરતા કહી દેખડુંછું કે જે વખત મીષ્ટપાન ભોજન કરે તેવારે ભોજન તો પોતે કરે અને મક્ષિકાઓ મારી પાસે ઉડાડાવે તો પણ હું તે વખત મ્હારી દાક્ષિણતાથી મ્હારો મ્હોટો ભાઇ જાણીને એને કંઇ કહું નહીં વળી એ જમણા હાથમાં ચતુરાઇ કિંવા બીજો કોઈ ગુણ પણ કંઇ નથી કારણ કે જે વખતે મસ્તકે પાઘડી વીંટે છે તે વખત એતો જેમ તેમ વીંટી નાંખેછે. પણ પાછળથી બરોબર આંટા પ્રમુખ સુધારવા કરવાનું કામ બરાબર રચના કરવી, સુંદર આકાર કરવો તે તો સર્વે હુંજ કરૂંછું, વળી આ જમણો હાથ જે છે તે જૂવટાનો રમવાવાળો છે. ઇત્યાદિક.

હે શ્રેયાંશ હું કેટલું તમોને કહું અમારા બે જણના સારાં માઠાં લક્ષણ તથા ગુણ અને અવગુણને સર્વ જગત્ર જાણે છે. અથવા આ શ્રી ઋષભદેવસ્વામી પોતેજ ત્રણ લોકના નાથ છે માટે સર્વે જાણે છે. એવી રીતે અમો બેહુ જણને વિવાદ કરતા થકા એક વર્ષ વિતિત થઇ ગયું. તેથી ભગવાન વર્ષી તપના કરનાર થયા એમ કુટુંબનો વિરોધ કેવારે પણ કલ્યાણકારી ન થાય તે માટે હે શ્રેયાંસ એ ઘણોજ હઠીલો છે તથાપી હું તારી દાક્ષિણતાથી એને સમજાવું છું કેમકે કોઇ પ્રકારે જે વારે કુટુંબમાં વિરોધ ઉત્પન્ન થાય છે તે વારે સંબંધી ને સંબંધીયોજ પોતપોતામાં પ્રતિબોધ આપી સમજાવે છે, એમ કહી ડાબો હાથ જમણા હાથને કહેવા લાગ્યો કે હે ભાઈ આ અવસરે આપણને વિવાદ કરવો ઘટતો નથી. હમણાં સ્વામીને કેવળજ્ઞાનની ઉત્પત્તિને વિષે તથા તિર્થ પ્રવર્ત્તનને વિષે અને સંઘ સ્થાપનાને વિષે તમારૂં જ કામ છે, એમાં બીજા કોઇનું કામ નથી. મ્હોટાઓને પોતાનું કામ તે પારકે અર્થેજ થાય છે. જેમ માતાએ પીધેલું દૂધ

તે બાળકને અચંબે થાય છે, તે કારણે આ વખતે આપણને વિરોધ કરવો યોગ્ય નથી. એવી રીતે ડાબો હાથ બોલી રહ્યો તે વારે શ્રેયાંસકુમાર. બેઉ હાથને સમજાવવા લાગ્યો. જે અરે ડાબા જમણા હાથો તમો બંનેજણ પોતપોતાના કામમાં કલ્યાણ કારીછો; પરંતુ હમણાં તમે મારી પ્રાર્થના સફળ કરો અને તે એવી છે કે—

તમે બેઉ એકઠા થાઓ કે જેથી ભગવાનને બાર માસના તપનું પારણું થાય અને મહારે પણ ઉત્તમ દાન આપવાથી સંસાર સમુદ્ર થકી તરવું થાય. માટે તમે ભલા થઇ મહારા ઉપર કૃપા કરીને બેઉ જણ ઝઘડો મટાવીને ભેળા થઈ જાઓ.

એવી શ્રેયાંસની વિનંતી સાંભળીને બંન્ને હાથ પસલીને આકારે એકઠા મળી ગયા તે વારે શ્રેયાંસકુમારે શુદ્ધભાવે કરીને સેલડીનો રસ વહોરાવી દીધો. તેની શીખા ઉંચી ચઢી તથાપી એક બીંદુ માત્ર પણ નીચે પડયો નહીં. જો હજારો ઘડા હાથમાં ઉંધા વાળી આપો અથવા સર્વ સમુદ્રોનાં પાણી નાંખો તો પણ એક ટીંપુ હાથથી બહાર પડી જાય નહીં. માત્ર શીખા ઉંચી ચઢતી આવે એવી લબ્ધી જે વારે પ્રાપ્ત થએલી હોય તે વારે કરપાત્રી થાય.

**यदुक्त—माइज्यघडशह्स्सा अहवामाइज्यसागरासव्वे ।**
**जस्सेआरिस्सलद्धि सोपाणीपडग्गह्राहोइ ॥**

એ ભગવાનની લબ્ધીનો ભાવ જાણવો, પછી સ્વામીએ તિહાંજ પારણું કર્યું તે તખત પાંચ દિવ્ય પ્રગટ થયા. એક તો ગંધોદક ફૂલની વૃષ્ટી થઈ, બીજું વસુધારાની વૃષ્ટી થઈ, ત્રીજું વસ્ત્રની વૃષ્ટી થઇ, ચોથું આકાશે દેવદુંદભી વાગી, પાંચમું "અહોદાન મહોદાન"

એવી ઉદ્‌ઘોષણા દેવાએ કરી. આ પાત્રદાનથી શ્રેયાંસકુમારે મોક્ષફળ ઉપાર્જન કર્યું. જીહાં ભગવાને પારણું કર્યું તિહાં રત્નમય પીઠ કરાવ્યું, એ ભગવાનના પારણાનો દિવશ વૈશાખ સુદી ત્રીજનો હતો તેથી અક્ષયત્રીજ એવે નામે તે પર્વ જગતમાં માન્ય થતો હવો. લોકોએ પ્રશંસા કરી કે શ્રી ઋષભદેવ સરખો પાત્ર અને સેલડીના રસ સરખો શુદ્ધ આહાર તથા શ્રેયાંશ કુમારના જેવો ભાવ એ કોઇ મ્હોટા પુન્યના યોગ વડે થાય છે.

यतः—रिसहेससमंपत्तं, निरवद्य इखुरससमंदाणं;
सियंससमोभावो, हविद्यजइमग्गिअंहुजजा. ॥

શ્રી આદિનાથનું પારણું શેલડીના રસનું થયું અને બીજા તિર્થંકરોનું પ્રથમ પારણું ખીર ભોજનોનું થયું. હવે તે વખત શ્રેયાંસકુમારને લોકોએ પુછયું જે અમે તો ભગવાન આહાર લેશે એવું જાણતા નહોતા; અને તમે શી રીતે જાણ્યું જે ભગવાન આહાર લેશે? તેવારે શ્રેયાંસકુમાર બોલ્યા કે હું ભગવાનના જીવની સાથે આઠ ભવ પર્યંત રહેલોછું તેથી દાન દેવાનો વિધિ સર્વ જાણુંછું. તે વારે લોકોએ પુછયું કે તે આઠ ભવ કેવી રીતે છે. તે કહો. તે વારે શ્રેયાંસકુમારે કહ્યું કે:—

પહેલા ભવમાં ભગવાનનો જીવ લલિતાંગ દેવ હતો તિહાં હું એમની સ્વયંપ્રભા નામે દેવી હતી. બીજા ભવમાં સ્વામી વજ્રધર રાજા થયો હું તેમની શ્રીમતી નામે રાણી થઇ, ત્રીજા ભવમાં અમે બેઉ યુગળીયા થયા, ચોથા ભવમાં બેઉ જણ સૌધર્મ દેવલોકમાં જઇ મિત્રપણે દેવતા થયાં, પાંચમાટ ભવમાં પ્રભુ વૈદ્યપુત્ર જીવાનંદ

નામે થયા અને હું એમનો મિત્ર થયો, છઠા ભવમાં અચ્યુત દેવલોકે જઈ બેહુ જણ દેવતામાં મિત્રપણે ઉપન્યા, સાતમા ભવમાં પ્રભુ તો વજ્રનાભ નામે ચક્રવર્તિ થયા તિહાં હું તેમનો સારથી થયો હતો, તિહાં તિર્થંકરની પાસેથી અમે બેહુયે દીક્ષા લીધી, આઠમા ભવમાં સર્વાર્થસિદ્ધ વિમાને દેવતાપણે થયા. તિહાંથી ચવી એ ભગવાન્ થયા અને હું એમનો પોતરો શ્રેયાંશ થયોછું તે વાત આટલા દિવસપર્યંત હું કાંઇ જાણતો નહોતો; પરંતુ આજે મેં ભગવાનને દીઠા તેથી મુને જાતી સ્મરણજ્ઞાન ઉપન્યુ તેથી મેં જે સાતમા ભવમાં દીક્ષા પાળી હતી તેની સર્વ રીત મને જાણવામાં આવી તે વારે મેં સાધુની મર્યાદાયે આહાર વહોરાવ્યો. એ મહોટા પુરષછે એમને કાંઇ ધનાદિકની ગરજ નથી એ વાત સાંભળીને સર્વ લોકોએ સાધુને આહાર આપવાનો વિધિ જાણી લીધો.

હવે ભગવાનને એક વર્ષ પર્યંત ભુખ્યા રહેવું પડયું અને આહાર મળ્યો નહી એ કયા અંતરાય કર્મના ઉદયથી થયુ તે કહેછે;–ભગવાન પૂર્વે કોઇક ભવમાં શેઠનો જીવ હતા તે શેઠ એક દિવસ કરસણીયોની પાસે ઉઘરાણી કરવા ગયા તિહાં કરસણીયોએ ખળું કર્યું હતું તેમાંથી ધાન કહાડવા સારૂ તે કરસણી પોતાના બળદોને ધાનમાં ફેરવે છે તે બળદ ફરતા ફરતા જે વખત નીચે નમિને ધાનમાં મહોડું ઘાલે તે વારે કરસણી બળદોને મહોડાની ઉપર ચાબકા મારે તે જોઈ શેઠને દયા આવી તેથી શેઠે કણબીને કહ્યું કે અરે એને તુ ફોગટ શા વાસ્તે મારેછે? એમના મહોડા ઉપર શીંકું બાંધી મુક તો ધાન ખાશે નહી. પછી બધા કરસણીયોએ તેમજ શીંકા બાંધ્યાં તે શીંકાં બાર

પહોર સુધી બાંધ્યાં રહ્યાં એ અંતરાય કર્મ ભગવાને બાંધ્યું હતું તે આ ભવમાં ઉદય આવ્યું. તથા કોઇક આચાર્ય કહે છે કે ભગવાનને જે વારે માહા વીદેહક્ષેત્રમાં છ મિત્રની સાથે ચારિત્ર લીધું હતું તે છએમાં ઋષભદેવનો જીવ મહોટો હતો. તે સહુપરિવાર વિહાર કરતાં કરતાં કોઈ કણબીની વાડે જાયછે તેવામાં તે કણબી પણ ધાન કહાડવાને માટે બળદોને ફેરવેછે. હાલરૂ ખેડનાં વચમાં વચમાં તે બળદો નીચા થઇ થઇને ધાન ખાય તે વારે તે કણબી તેને પરોણે કરી માર મારે છે તે કરતાં જોઇ એ બળદોના મુખે શીકું બાંધી મૂકે તો કાંઇ પણ ધાન ખાઈ શકે નહી અને હીંસાજ કરે એવી રીતે મુખથી તો બોલ્યા નહી પણ મનમાં ચિંતવ્યું હતું. પછી તે અણ આળોયું કર્મ આ ભવમાં ઉદય આવ્યું તેના પ્રભાવથી પ્રભુ એક વર્ષ સુધી આહાર પાણી પામ્યા નહી. એમ આ અવસર્પિણી કાળમાં શ્રેયાંસકુમારથી પહેલવહેલું સુપાત્ર દાન પ્રવર્ત્યું.

यतः—मिथ्या दृष्टिसहस्रेभ्यो, वरमेकोजिनाश्रयी ॥
जिनाश्रयिसहस्रेभ्यो, वरमेकोह्यणुव्रती ॥१॥
अणुव्रतिसहस्रेभ्यो, वरमेको महाव्रती ॥
महाव्रति सहस्रेभ्यो,वरमेकोजिनेश्वर ॥२॥
जिनेश्वरसमंपात्रं, नभूतं न भविष्यति ॥
यतः—पात्र विशेषेण,देयंदानंशुभात्मभिः ॥३॥

હવે ભગવાન વિહાર કરતા થકા બહુલી દેશમાં તિક્ષશિલા નગરીને ઉદ્યાને સંધ્યા સમયે કાઉસગ્ગે રહ્યા તિહાં વનપાલકે જઇને

બાહુબળી રાજાને વધામણી દીધી તે વારે વનપાલકને દાન આપી સંતોષીને પછી મનમાં વિચાર્યું કે હમણાં સાંજ પડી અંધારૂં થવા આવ્યુંછે તેથી થોડા વખતમાં સર્વ પરિવાર ભેળો થઇ શકે નહી. કેમ કે ત્રણ લાખનો મહારા પુત્રછે; વળી પૌત્રાદિક અનેકછે, તે સર્વ એ- કઠા થઇ શકે નહી; માટે પ્રભાતે મહા મહોત્સવ સહિત પ્રભુને વાંદવા જઇશું એમ ચિંતવી બેશી રહ્યો. પછી પ્રભાતે નગરી શણગારી ઘણા આડંબર સહિત પ્રભુને વાંદવા ગયો એટલામાં ભગવાન તો અપ્રતિબંધ વિહારીછે; માટે બાહુબળી આવ્યાની અગાઉ વિહાર કરી દુર દેશે ચાલ્યા ગયા તેથી બાહુબળીયે ભગવાનને દીઠા નહી; માટે ઘણો ખેદ કરવા લાગ્યો. કાનમાં આંગળીઓ નાંખીને ઉચ્ચસ્વરે રૂદન કર્યું અને પ્રભુના બે પગ પાસે ઉભો રહી બોલ્યો. હે બાબા આદમ એવી બાંગ મારી તિહાંથી બાંગ ચાલી હમણા પણ તે સ- મુદાયવાળા કહેછે. પછી ભગવાનની ભક્તિ કરવાને અર્થે જિહાં પ્રભુ કાઉસગ્ગમાં ઉભા હતા તે સ્થાનકે ધર્મ ચક્ર એવે નામે આઠ યોજ- નના વિસ્તારવાળો એક યોજન ઊંચો, હજાર ખુણાનો હજાર પગ- થીયાંવાળો રત્નમય પીઠ બાંધ્યો, થૂભ કરાવ્યો, તેની ઉપર ભગવાનનાં પગલાં થાપ્યાં અને જાણ્યું જે એજ ભગવાનછે એવી બુદ્ધિથી ન- મસ્કાર કર્યા. બીજા લોકોએ પણ તેવોજ મહિમા કર્યો. પછી પણ તિહાં આવીને પરણામાદિ વિધિ સાચવતો હતો તિહાંથી બાહુબળીકૃત પીઠનો મહિમા ચાલ્યો. એમ પ્રભુ પૃથ્વી તળે વિહાર કરેછે.

હવે જે દિવસથી ભગવાન દિક્ષા લઈને વિહાર કરી ગયા તે દિ- વસથી મરૂદેવી માતા ભરત મહારાજને ઉલંભા આપ્યા કરેછે અને

કહેછે કે હે ભરત! જેમ કમળના ફૂલોની માળાને નાંખી આપીયે તેવી રીતે એ ઋષભો મુજને છોડીને ચાલ્યો ગયો અને એકાકી વનવાશી થયો છે, ભૂખ તૃષાયે પિડાતો હશે, કયાં એક મસાણ અથવા ગુફાઓમાં તપશ્યા કરતો હશે, ટાઢાડ, તાપ, સહન કરતો હશે, વર્ષાકાળમાં ભીજાતો હશે, ડાંસ મચ્છર ડંક મારતા હશે, અરે હું પાપણી છું જે પુત્રને આટલું દુઃખ થયું છે તે સાંભળું છું તેમ છતાં મરતી કેમ નથી. માટે મ્હારા જેવી દુઃખણી ક્યાંય પણ કોઇ હશે નહી. અરે ભરત તું તો રાજ્યના સુખમાં લોભાણોછે, મ્હારા છોકરાની ખબર પણ કહાડતો નથી, તું તો સર્વ પ્રકારની સુંદર રસોયો કરીને ખાય છે અને મ્હારો પુત્ર તો ભિક્ષા માગી સુકા ટુકડા ખાયછે. તું તો સારાં મજેનાં ઘરેણાં ગાંઠાં પહેરેછે અને મ્હારો પુત્ર તો નગ્ન ફરેછે, તું તો સુખ સય્યાએ સુવેછે અને મ્હારો પુત્ર કઠણ કાંકરા કાંટા વાળી જમિન ઉપર સુઇ રહેછે. અરે જે મધુર ગીત ગાને કરી જાગતો હતો તે શૃંગાલાદિકના દુષ્ટ સ્વરે જાગતો હશે. વળી તેની ભૂખ તૃષા અને શરિરની શુશ્રુષાની ખબર કોણ લેતો હશે. તથા અણવાણે પગે ચાલતો હશે ઈત્યાદિક અનેક ઉલંભા આપતી રહેછે. પુત્રની ચિંતાથી મરૂદેવી માતાને આંખે પડળ આવી ગયાં, તેમને ભરતરાજા સમજાવેછે કે માતાજી તુમે કાંઈ દુઃખ કરો નહી. તુમારો પુત્ર ઘણો સુખી છે, તેવારે ફરી માતા કહેકે, મને દેખાડ. ત્યારે ભરત કહે કે, હવે થોડા દિવશોમાં અહીંયાં આવશે તે વારે હું તમોને દેખાડીશ, એમ મરૂદેવી માતા ભરતને ઓલંભા દેતાં થકાં રહ્યાંછે.

હવે ઋષભદેવજી અરિહંતે એક હજાર વર્ષ પર્યંત કાયાને વો-

સરાવી દીધી. શરિરની શુશ્રૂષા ત્યાગી દીધી. એમને કાંઇ ઉપસ્વર્ગ થયા નહી, પરંતુ એક વર્ષ આહાર મળ્યો નહી એટલું કષ્ટ દીઠું તે કષ્ટને સહન કરતા થકા, આત્માને ભાવતા થકા, એક હજાર વર્ષ વિત્યાં ત્યારે શિયાળાનો ચોથો મહિનો, સાતમું પખવાડીયું. ફાલ્ગુન વદી અગિયારસને દિવશે પૂર્વાન્હ કાળના સમયને વિષે પુરીમતાલ નગરના શકટમુખનામા ઉદ્યાનમાં ન્યગ્રોધ વડવૃક્ષની નીચે, પાણીયે રહિત અઠમ તપ કીધે થકે, ઉત્તરાષાઢા નક્ષત્રે ચંદ્રમાનો યોગ આવે થકે, શુકલ ધ્યાનને વિચાલે વર્ત્તતા થકા, જેની સમાન બીજો કોઈ જગતમાં પદાર્થ નથી એવું અનોપમ અનંતું કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉપન્યું તેના યોગે યાવત્ સર્વ ભાવને જાણતા દેખતા થકા વિચરે.

હવે એવા અવસરમાં ભરત મહારાજની આયુદ્ધશાળામાં ચક્રરત્ન પણ પ્રગટ થયું. તે વારે ઋષભદેવના કેવળજ્ઞાનની અને આયુદ્ધશાળાએ ચક્રરત્ન ઉપન્યાની, એ બેઉ વધામણી ભરતજીને સાથે આવી તે બેઉ વધામણીયાને હર્ષદાન આપીને વિદાય કર્યા. પછી ભરતજી વિચારમાં પડયા કે એ બે વધામણી સાથે આવી એમાંથી કોનો મહોત્સવ પહેલો કરૂં એમ ક્ષણેક વાર વિચારીને નિશ્ચય કર્યો કે ચક્રરત્ન તો સંસારીક છે અને શ્રીતીર્થંકરનો કેવળ મહોત્સવ કરવો તે લોકોત્તર છે. વળી પિતાને પૂજ્યા તો સર્વને પૂજ્યા; માટે પ્રથમ ઈહલોક પરલોકનો સુખદાઇ જે કેવળજ્ઞાન તેનો મહોત્સવ કરૂં. પછી ચક્રરત્નની પૂજા કરીશ. એમ નિરધારી શ્રીમરૂદેવી માતા પાસે આવી કહેવા લાગ્યા કે, હે માતાજી તમે મુજને ઉલંભા દેતાં હતાં તે તમારા પુત્ર આજે અહીંયાં પધાર્યા છે. માટે ચાલો મારી

સાથે હું તમારા પુત્રનો મહિમા તમોને દેખાડું. એમ મરૂદેવી માતાને હાથી ઉપર બેસારીને પછી પોતે પણ બેશીને ઘણા આડંબર સહીત તિહાંથી ચાલ્યા. તે ચાલતાં ચાલતાં જેવારે સમોસરણને ઢુંકડા આવ્યા તે વારે માતાજી બોલ્યાં. હે ભરત! આ દેવ સંબંધી વાજાં કિહાં વાજે છે? ભરતજીએ કહ્યું એ વાજાં તમારા પુત્રની આગળ વાજે છે. તો પણ માતાજીએ માન્યું નહી. વળી આગળ ચાલતાં ઘણા દેવ અને દેવીઓ સમવસરણની રચના કરવા અને કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા આવ્યાંછે તે પોતપોતામાં એકબીજાને હાંકો હાંક કરી રહ્યાછે. તેવારે ભરતરાજા બોલ્યા કે, હે માતાજી આ તમારા પુત્રની પૂજા કરવાને માટે દેવ અને દેવીઓ આવે જાય છે તેમનો કોલાહલ થાયછે. તોપણ માતાયે માન્યું નહી. વળી આગળ જતાં ભરતમહારાજાએ કહ્યું કે; હેમાતાજી! આ રૂપા, સોના અને રત્નમયી એવા ત્રણ ગઢવાળુ તમારા પુત્રનું ઘર તો જૂઓ! એની શોભાનું હું શું વર્ણન કરૂં! એનું વર્ણન તો ક્રોડો ગમે બ્રહ્માઓ પણ કરી શકે નહી. એ વાતને માતાજી સત્ય કરી માનતાં થકાં પોતાની આંખ્યોને હાથથી મસળવા લાગ્યાં, તેથી પડલ દૂર થઇ ગયાં, તેવારે ખરેખરો સમોસરણ દીઠો. તિહાં અનેક દેવ દેવીઓને દેખી મનમાં વિચાર કર્યો કે, જુઓ તો ખરા આ મોહની વિકળતા કેવીછે! હું તો જાણતી હતી, કે મારો પુત્ર દુઃખી છે, અને આતો ઘણોજ સુખમાં બેઠો છે. હું તો રડી રડીને આંધળી થઇ ગઇ આંખે પડલ વળી ગયાં, અને એણે તો મને સંભારી પણ નહી. મારી તો ઋષભ ઋષભ કરતાં જીભ પણ સુકાઇ ગઇ હતી. વળી ભરતને ઉલંભા દેતી હતી જે મારો પુત્ર,

ભૂખ, તૃષા, ટાઢાડ, તડકા તથા વર્ષાદ આદિકની પીડા ખમે છે; અને ઉપાન્હ તથા વાહને રહિત થકો એકાકી ડુંગર, વન તથા અટવીઓમાં ભ્રમણ કરેછે તેને મનાવી લેઇ આવ્યો; અને એતો મારા દુઃખને કાંઇ પણ જાણતો નથી. સુખ વાર્ત્તા પણ પુછતો નથી. આંહી આવ્યો તોપણ મને સંદેસો મોકલ્યો નહી; માટે ધિક્કાર છે એ મોહને. તો હવે મહારે પણ પુત્રની સાથે શું કામછે, હું કોણ અને આ પુત્ર તે વળી કોણ! જગતમાં કોઇ કોઇનું નથી. સર્વ કોઇ આપ સ્વાર્થી છે. અરે મહારા પુત્રે મને એટલું પણ કહ્યું નહી જે હું સુખીયોછું. મહારી ચિંતા કરશો નહી, પરંતુ એ શા વાસ્તે એમ કહે! કેમકે એનો નીરાગી છે. એને કોઈની ઉપર રાગ રહ્યો નથી અને હું તો સરાગી છું. તેથી મને તો એવા વિકલ્પ થાય એમાં કાંઇ સંશય નથી. તો હવે મારે પણ એ નિરાગી સાથે શો પ્રતિબંધ કરવો? એ પારકા સ્નેહને ધિક્કાર હો. ઈત્યાદિક ચિંતવના કરી સર્વ વસ્તુ ઉપર મમત્વ રહિત થઈ થકી મરૂદેવી માતાજી શુભ ધ્યાને અન્યક્ત ભાવના ભવતાં થકાં કેવળજ્ઞાન પામી તેજ વેળાએ અંતગડ કેવળી થઇને મોક્ષ પહોત્યાં. ઇહાં કવીસ્વર કહેછે—

એ યુગાદિ સરખો દેવ બીજો કોઇ વિશ્વમાં થયો નથી અને થાશે પણ નહી, કે જેણે પૃથ્વીને વિષે એક હજાર વર્ષ સુધી ભ્રમણ કરી કષ્ટ સહન કરીને ઉપારજ્યું એવું જે કેવળજ્ઞાનરૂપ રત્ન, તે પ્રધાનસ્નેહ થકી પ્રથમ પોતાની માતાને આપ્યું. તેમજ મરૂદેવી સમાન કોઈ માતા પણ થઈ નથી, અને થાશે પણ નહી. કેમકે જે પુત્રને પરણાવવાને અર્થે મુક્તિ કન્યા જોવાને માટે આગળથી ત્યાં ગઇ

કે કન્યા જોઇને મારા પુત્રને પરણાવું. એમ આ અવસર્પિણીમાં પહેલા વેહેલાં શ્રી. મરૂદેવી માતા મોક્ષ ગયાં. ઇંદ્રાદિકે તેમનાં શરિરનું સંસ્કાર કરી ખીર સમુદ્રમાં પરઠવ્યું, વળી ઇંદ્રના વચનથી શોક નિવર્તાવી વાવ્ય માંહે સ્નાન કરી ભરત મહારાજે હર્ષ શોકાકુળ થકાં જઈ ભગવંતને વાંદ્યા. ઇહાંથી પહેલવહેલું કેવળી નામ પ્રવર્ત્ત થયું.

હવે ભરત મહારાજ શ્રી. ઋષભદેવ સ્વામીને નમસ્કાર કરીને પરખદામાં બેઠા, તે વારે ભગવાને ધર્મોપદેશ દીધો. તિહાં પહેલી દેશનામાં ઋષભસેન પ્રમુખ પાંચસો ભરતના પુત્ર તથા સાતસેં ભરત રાજાના પોતરા સર્વ મળી બારસો કુમારે દીક્ષા લીધી. એ બારસો કુમારોમાં મરિચિ પણ ભેગો જાણવો. તિહાં પુંડરીકાદિક ચોરાશી ગણધરોની સ્થાપના કરી તથા બ્રહ્મીએ બાહુબળને પુછીને દિક્ષા લીધા. એ પ્રથમ સાધવી થઇ, અને ભરત મહારાજ શ્રાવક થયો તથા સુંદરી દિક્ષા લેતી હતી તેને ઘણી રૂપવાળી જાણીને સ્રીરત્ન સ્થાપવા સારૂ ભરતે દિક્ષા લેવાની આજ્ઞા આપી નહીં. તેવારે તે શ્રાવીકા થઇ. એમ સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવીકા એ ચતુર્વિધ સંઘને થાપીને ધર્મની પરૂપણા કરી એટલે તિર્થંકર નામ થયું. જે વૃક્ષની નીચે પ્રભુને કેવળજ્ઞાન ઉપજ્યું તેનું નામ પ્રાગવડ થયું. તે વૃક્ષની લોકોમાં પૂજા ચાલી. હમણાં પણ પ્રાગવડ નામે કરી તે પૂજાય છે, તથા કચ્છ તથા મહાકચ્છ એ બેતો તાપસજ રહ્યા; માટે તે બે ટાળીને બીજા સર્વ ભદ્રક પરિણામના ધણી જે તાપસો થઇ ગયા હતા તેમણે આવી ફરીથી દિક્ષા લીધી, ભરતમહારાજ પણ વાંદીને પાછા અયોધ્યામાં આવ્યા, અને ભગવાને અનેક જીવ તારવાને માટે તિહાંથી અન્યત્ર વિહાર કર્યો.

હવે ભરતરાજાએ ઘેર આવીને ચક્રરત્નનો અઠાઇ મહોત્સવ કર્યો. પછી છ ખંડ પૃથ્વી સાધવાને અર્થે ભરતમહારાજ સૈન્ય લેઇ ચાલ્યો. તેની આગળ હજાર દેવતાએ અધિષ્ઠિત ચક્રરત્ન ચાલ્યું ને જેટલે દૂર ચક્રરત્ન જઈ રહે તેટલા યોજન સૈન્ય પણ ચાલે. અનુક્રમે ગંગાદેવીના ઘરને વિષે તેણે કહ્યું માટે રહ્યા, તિહાં નવી નવી ભાંતે નવા નવા વેશે ગંગાદેવીની સાથે વિખયસુખ ભોગવ્યા પછી ગંગાદેવીએ માર્ગ આપ્યો, તે વારે તમામ ગુફા ભાંગી મ્લેછોના દેશ સાધ્યા. એમ ખટ ખંડ સાધીને સાઠ હજાર વર્ષે ભરત પાછા અયોધ્યાયે આવ્યા. વળી નમિ વિદ્યાધરને ઘરે પુત્રી સ્ત્રીરત્ન નવું ઉપન્યું તે ભરતજી પરણ્યાછે અને સુંદરીએ પણ સાઠ હજાર વર્ષ સુધી આયંબીલતપ કર્યું તેથી દુર્બળ થઇ ગઇ. પછી ભરત જેવારે આવ્યા તેવારે સુંદરીયે ભરતને મોતીયે વધાવ્યા. સુંદરીને દુર્બળ દેખીને લોકો ઉપર ભરત ખીજ્યો અને કહેવા લાગ્યો કે તમે એની સાર સંભાળ કાંઇ કરી નહી. તેવારે લોક બોલ્યા, એણે આયંબીલ તપ કર્યું તેથી દુર્બળ થઇ છે. પછી ભરતજીએ તેને સંયમ લેવાની આજ્ઞા આપી સુંદરી પણ દિક્ષા લેઇને સાધવી થઈ.

હવે ભરતરાજા અયોધ્યામાં સુખ ભોગવવા લાગ્યો, એવામાં આયુદ્ધશાળાનો અધિષ્ટાઈક પુરૂષ આવીને ભરતને કહેવા લાગ્યો કે સ્વામી ચક્ર આયુદ્ધશાળામાં આવતું નથી તેને ભરતે પૂછ્યું કે કેમ નથી આવતું ? તે વારે અધિકારીયે કહ્યું તમારા ભાઇયો તમારી આજ્ઞા માનતા નથી તેથી નથી આવતું. તે વારે ભરતે સર્વ ભાઇઓની ઉપર દૂત મોકલીને કહેવરાવ્યું કે જો તમો રાજ્ય કરવાની ચાહના રા-

ખતા હો તો સર્વ ભાઇયો મારી આજ્ઞા માનો, શેવા કરો, નહીતો રાજ્યનો ત્યાગ કરો. તે સાંભળી અઠાણું ભાઈયે વિચાર્યું જે આપણને રાજયતો પિતાજીએ આપ્યું છે, તો ભરતની ચાકરી શા માટે કરીયે? એમ ચિંતવી ભગવાન પાસે ગયા તેને ભગવાને અંગારા કરવાવાળાનો દ્રષ્ટાંત આપ્યો, સૂયગડાંગ સૂત્રનો બેતાલિક અધ્યયન સંભળાવ્યું તેવારે પ્રતિબોધ પામીને સર્વ ભાઇએ દીક્ષા લીધી, ભગવાનના શિષ્ય થયા, એ વાત દૂતે આવીને ભરતને કહી તોપણ ચક્રરત્ન આયુદ્ધશાળામાં આવે નહિ તેવારે ભરતનો મુખ્ય મંત્રિશ્વર બોલ્યો હે સ્વામી ? બીજાતો સર્વ આપની આજ્ઞા માનેછે પણ બાહુબળી મહા અહંકારનો ધરનારછે તે તમારી આજ્ઞા માનતો નથી, પોતાની ભુજાના બળનું પ્રાક્રમ ઘણું જાણેછે. માટે એને મૂળથી ઉઠાડી દેવો જોઇએ, એ મ્હોટો રોગછે તે તમોને વ્યાધિ ઉત્પન્ન કરેછે. એવું સાંભળી ભરત રાજાએ સુવેગ નામે દૂતને સર્વ વાત સમજાવીને બાહુબળીની પાસે મોકલ્યો, તે દૂતને જતાંથકાં પુંઠે છીંક થઇ, વસ્ત્રે કાંટો વળગ્યો, રથની પીંજણી ભાગી, જમણો રાસભ બોલ્યો ઇત્યાદિક અનેક અપશુકન માર્ગમાં થયા તોપણ તે વન, અટવી અને પહાડ પ્રમુખ ઉલ્લંઘન કરીને બાહુબળીના દેશે પહોચ્યો. તેને માર્ગની ધુળે ભર્યા દેખીને ગોવાલણીયો તથા પાણીહારીયોયે પુછ્યું કે તમે કોણ છો ? કયાંથી આવ્યા અને કોણ તમારો માલેકછે? તેવારે દૂતે કહ્યું ભરત રાજાનો દૂતછું તે સાંભળી સ્ત્રીયો બોલી કે ભરત તે શું જે અમારા પહેરવાની કાંચળીયોમાં ભરત કાઢીયે છૈયે તે ભરત અથવા વાસણમાં ભરત કિંવા રોગ સંબંધી ભરત એ ત્રણ ભરત તો અમે

જાણીયે છેયે. પરંતુ એ ત્રણ વિના બીજો કોઈ ભરત રાજાછે એવું તો અમે સાંભળ્યું પણ નથી. તેવારે દૂત આશ્ચર્ય પામ્યો અને વિચારવા લાગ્યો કે આ બાહુબળીનું રાજ્ય પણ બેપરવાઇ અને જબરજસ્ત છે. એમ વાતો સાંભળતો વિચારતો વિચારતો તિક્ષશિલા નગરીયે ગયો તિહાં દરવાજા ઉપર પોળીયે રોકી રાખ્યો. જેવારે બાહુબળીની આજ્ઞા આવી તેવારે ગામ માંહે પ્રવેશ કરી રાજ્ય સભામાં ગયો. તેને બાહુબળે આંખ્યોની સંજ્ઞા કરી આસન ઉપર બેસાડયો, અને પુછ્યું કે, અરે દૂત, ભરતને પોતાના સવાક્રોડ પુત્રાદિકો સહિત કુશળ છે ? દૂત બોલ્યો હે રાજન્ લાખોગમે દેવતાઓ જેની ચાકરીમાં તત્પર રહેલા છે તેને કુશળ કેમ ન હોય, તેને તો કુશળજ છે, પરંતુ આપ તેની ચાકરીમાં આવ્યા નહિ તેથી તે સર્વ વાત નિષ્ફળ ગણે છે. માટે તમે ભરત રાજાની પાસે પધારો, અને એટલા દિવશ નહિ આવ્યા તેનો અપરાધ ખમાવો, તે પણ તમારો મહોટો ભાઇછે, તે તમારા પિતાની જગાએ છે, માટે તમારા ગુન્હા સર્વ માફ કરશે. વળી અનેક રાજાઓ તેની શેવા ચાકરી કરેછે અને તમોને તો વળી અવશ્ય પૂજવા યોગ્ય છેજ માટે ચાલો. એવાં દૂતનાં વચન સાંભળી બાહુબળી તે વચનનો પરમાર્થ જાણી ગયો અને ભૃકુટી ચડાવી, રાતાં લોચન કરી બોલાવા લાગ્યો કેઃ—

અરે દૂત તું મારવા યોગ્ય નથી માટે તુને મારતો નથી પણ ન્હાના અઠાણું ભાઇયોનાં રાજ્ય લેઇ લીધાં અને વળી મહારૂં પણ રાજ્ય લેવા વાંછે છે તેથી ભાઇનો સ્નેહ તો જાણી લીધો હવે તું તેને કહેજે કે, બાળપણામાં જેવારે આપણે બેહુ રમત કરતા હતા તે વારે

હું તુજને દડાની પેઠે મારા હાથમાં ધરતો હતો તે દિવશ ભૂલી ગયો છે કે શું ? હું તો તેનો તેજછું. જે માટે હમણાં ચાકરી કરવાનું કહે છે તે શું તારા રાજાને કાંઈ વિચાર છે કે નથી. તે વારે દૂત બોલ્યો.

હે રાજન્ જો બે દિવસ સુખે જીવવાની તમોને વાંછા હોય અને કુટુંબની સાથે પ્રયોજન હોય તો તમે એની શેવા ભક્તિ કરો. હું તમોને સત્ય કહું છું. તે સાંભળી ક્રોધ કરીને બાહુબળે દૂતને ધક્કા મ-રાવી કહાડી મુક્યો. દૂત પણ પાછળના બારણાથી નિકળી પોતાનો જીવ લેઈ નાશી ગયો તે ચાલતો ચાલતો અયોધ્યાયે આવીને ભરત રાજાની આગળ બનાવી બનાવીને બમણી વાત કહી સંભળાવી. તે-વારે ભરત પણ રણભંભા વજડાવી ચતુરંગણી સૈન્યા લેઈને પોતે ઋષભદેવજીની પૂજા કરી, વજ્ર સન્નાહ પહેરી, હસ્તિ રત્ન ઉપર બેશી ચાલ્યો, તેની પછવાડે તેના સવાક્રોડ પુત્ર તથા પુત્રના પુત્ર જે પો-તરા તે પણ ઘણા છે. વળી ચોરાશીલાખ હાથી, ચોરાશીલાખ અશ્વ (ઘોડા), ચોરાશી લાખ રથ, છન્નુ ક્રોડ પાયક, સોળ લાખ રણ-તુર વજાડનાર, દશક્રોડ ધ્વજા, ચૌદ હજાર મહોટા મંત્રી, અરાઢ ક્રોડ મહોટા ઘોડા, પચીસ ક્રોડ દીવટીઆ, ચોરાશી લાખ મહોટાં નિ-શાન, નવનિધાન, ચૌદ રત્ન, શોળ હજાર યક્ષ, બત્રીશ હજાર મુકુટ બંધ રાજા, તથા વારાંગના સહિત બમણી કરીયે તે વારે ચોશઠ હજાર રાજ્ય કન્યાઓ, બત્રીસ હજાર નાટક, વળી બીજા પણ ઘણા વિદ્યાધર, યક્ષ, કિંનરાદિક અનેક પ્રકારનો પરિવાર ચાલ્યો, ભરતે રણપટ્ટ મસ્તકે બંધાવીને શુષેણ નામા સૈનાધિપતિને આગળ કર્યો. એવી રીતે સૈના સહિત અનુક્રમે બહુલી દેશની સીમાયે આવીને લશ્કરનો પડાવ દીધો.

હવે બાહુબળે પણ ભાઈ આવ્યો સાંભળીને શ્રીઋષભદેવજીની પૂજા કરી વજ્રનો સન્નાહ પહેરીને, સર્વ જગતને તૃણ સમાન માનતો થકો ભદ્રનામા હસ્તી ઉપર બેશીને ભરતની સામો લડવા નીકળ્યો. તેની પછવાડે ત્રણ લાખ પુત્ર તથા પોતરા પણ ઘણા છે. તેમજ બાર હજાર રાજા તથા ઘણા વિદ્યાધરો, અનેક શુભટ, હાથી, ઘોડા, રથ, પાયક પ્રમુખ ચાલ્યા. વળી પોતાનો પુત્ર સિંહરથને સૈન્યા પતિ કરીને આગળ ચલાવ્યો તે પણ જઈ ભરતની સૈન્યાને મળ્યો, તિંહા બેઉ સૈન્ય એકઠાં મળવાથી ધરતી ધ્રુજવા લાગી, સમુદ્ર ચલાયમાન થયો, પર્વતના ટૂંક પડી ગયા, ભરતની સૈન્યામાં શોળ લાખ રણતૂર વાજતે તેમ બાહુબળની સૈન્યામાં પણ લાખો ગમે રણતૂર વાજતે બંદીજનો બીરૂદાવળી બોલતે બેહુ તરફના સૈન્યનું માંહોમાંહે યુદ્ધ ચાલવા લાગ્યું.

તિહાં હાથીએ હાથી, ઘોડે ઘોડા, રથે રથ, વિદ્યાધરે વિદ્યાધર, પાળે પાળા, એમ ન્યાય યુદ્ધ થવા લાગ્યું, એટલામાં શુખેણ નામે સૈન્યાધિપતિએ પોતાની સનમુખ સિંહરથને આવતો દીઠો તે વારે શુખેણે કહ્યું હુંતો ભરતનો ચાકર છું, અને તું તો બાહુબળનો પુત્ર છે તેથી તું માહારો સ્વામી છે માટે તું પહેલાં મહારી ઉપર શસ્ત્ર ચલાવ તે સાંભળી સિંહરથે તેના ઉપર શસ્ત્ર ચલાવ્યું તે વારે શુખેણ સેનાનીયે ખડ્ગ ચલાવ્યું, તેને માર્ગમાં સિંહરથના ભાઈ સિંહકેતુએ તે ખડ્ગને પાડી નાંખ્યું. તેથી શુખેણને ઘણો ક્રોધ ચઢયો. તે વારે તે શુખેણ બાહુબળની સૈન્યાને વિલોવીને બાહુબળની પાસે ગયો એવામાં અનિલવેગ વિદ્યાધર આવી બાહુબળને

નમસ્કાર કરીને સુખેણુની સનમુખ લડવા આવ્યો. તે બેહુજણુ મ-
લ્લની પેઠે બીજ્યા અરસ્પરસ મુઠીઓનું યુદ્ધ કર્યું. લાઠી ( લાકડી )
મારવાનું યુદ્ધ કર્યું, તે વખત સુખેણુ ખડ્ગ લેઇને સિંહરથને માર-
વા જાય છે એવામાં તો સૂર્ય અસ્ત થયો. એમના સંગ્રામમાં
એવી મર્યાદા છે જે કોઇ પણ ઋષભદેવજીની આણુ આપે તો
લડવું નહિ, બીજી સૂર્ય અસ્ત થયો પછી લડવું નહિ, ત્રીજી મેઘ
વરસતો હોય તેવારે લડવું નહિ, તે માટે જે સાંજ પડ્યાની અ-
ગાઉ મરી ગયા તેનો તો કોઇ ઉપાય નહિ પરંતુ જે અર્દ્ધ મરેલા
હોય તેમને કાંગણી રત્નના જળે કરી ભરત પોતાની સૈન્યાના માણુ-
સોને સાજા કરે અને બાહુબળીતો શોમયશના હ્રદયના આભરણોના
જળથી સાજા કરે એવી મર્યાદા કરી છે. હવે ફરી બીજા દિવ-
શની પ્રભાતે યુદ્ધ થવા માંડ્યું. તેવારે સુખેણુ સેનાની અનિલવેગને
દેખીને અગ્નિની પેરે બળવા લાગ્યો અને અનિલવેગને મારવા આ-
વ્યો. એટલામાં સિંહરથ વચમાં આવી આડો પડયો અને સુખે-
ણુની સામે લડવા ઉભો રહો તેવારે અનિલવેગ ભરત રાજાની
સર્વ સૈન્યાને ઉલ્લંઘન કરી જીહાં હાથીઓના ત્રણુ કોટ બનાવીને
ભરત રાજા સૂતો છે ત્યાં આવી હાથીઓને કાંકરાની પેઠે ઉછાળી મહા
વિક્રાળ રૂપ કરીને સેન્યનું મથન કરતો કરતો ભરતની પાસે આવ્યો
ભરતે જાણ્યું જે આ દુર્દ્ધર વિદ્યાધર છે તે મહારી સરત ચૂકાવી
આપશે માટે એ ન હોય તો સારૂં એમ ચિંતવી તેના ઉપર ચક્ર
મુક્યું તે ચક્રને દેખી અનિલવેગ નાઠો પરંતુ જ્યાં જાય ત્યાં ચ-
ક્ર પાછળનું પાછળ ચાલ્યું આવે તેવારે અનિલવેગ વજ્ર પીંજર

કરીને ૭ મહિના સુધી લવણુ સમુદ્રમાં બેશી રહ્યા પણુ ચક્ર માથે ભમતુંજ રહ્યું. ૭ મહિના પછી સમુદ્રમાંથી ગાબડી બહાર કહાડી ત્યારે ચક્રે તે ગાબડીને કાપી નાંખી. હવે સૂર્યયશ બાહુબળીનું કટક બાંધીને બાહુબળી પાસે આવ્યો, અને કહેવા લાગ્યો કે! મને શસ્ત્ર મારો. ત્યારે બાહુબળીએ હશીને કહ્યું કે અરે તું ઇક્ષ્વાકુ વંશમાં ભલો શૂરવીર છે પણ હું જો તને એક મુઠી માત્ર મારીશ તો પણુ તું ચૂંણુ થઇ જઇશ માટે જા, દૂર ઉભો રહે, પછી તેને દેવતાએ કહ્યું કે, અરે મૂર્ખા બાહુબળી સાથે તું શું લડવા આવ્યો છું. ના હકનો માર્યા જઇશ, માટે તું ચાલ્યો જા. તે વારે તે ચાલ્યો ગયો. એવી રીતે બાર વર્ષ પર્યંત યુદ્ધ ચાલ્યું, અને ક્રોડો ગમે માણુસો મરી ગયાં, લોહીની નદીઓ વહેવા લાગી પણુ કોઇ હાર્યા નહિ. ત્યારે ઘણો અનર્થ થતો દેખી સૌધર્મેંદ્ર અને ચમરેંદ્ર, એ બે ઇંદ્ર ભરતની પાસે આવી કહેવા લાગ્યા કે ભગવાન તો લોકોનું પાલન પોષણુ કરી ગયા અને તમે માણુસોનો નાશ કરોછો એ શું ? તે સાંભળી ભરતે કહ્યું:—

બાહુબળી મારી આજ્ઞા માનતો નથી ત્યાં સુધી ચક્ર આયુદ્ધ શાળામાં આવતું નથી તો હવે કહો હું શું કરૂં ! તે સાંભળી ઇંદ્ર કહે તમો બે ભાઇયો પોતપોતામાં યુદ્ધ કરો પણુ બીજા માણુસોનો નાશ ન કરાવો એ વાત ભરતે કબુલ કરી. પછી તે બેઉ ઇંદ્રે બાહુબળી પાસે આવી કહ્યું કે.—

આ પ્રમાણે યુદ્ધમાં લોકોનો નાશ થઇ જાય છે તે કરવો નહી અને તમે બેઉ ભાઇયોજ પોતપોતમાં યુદ્ધ કરો. બહુબળીયે પણુ તે

વાત માન્ય કરી. પછી ઇંદ્રે પાંચ યુદ્ધ થાપ્યાં તે નિચે પ્રમાણે.

એક દ્રષ્ટી યુદ્ધ, બીજું વાક્ય યુદ્ધ, ત્રીજું બાહુ યુદ્ધ, ચોથું મુષ્ટી યુદ્ધ, અને પાંચમુ દંડ યુદ્ધ કરવાનો ઠરાવ કર્યો અને બેહુ ઇંદ્રે બંન્ને લશ્કરોને શ્રી આદીનાથજીની દુવા આપીને દૂર કર્યા. પછી પાણી છંટાવી ફુલ બીછાવી, ભૂમિ શુદ્ધ કરીને મુકુટ, ટોપ, સન્નાહ પહેરી કરી બેઉ ભાઇ સામ સામા લડવાને આવ્યા. તે યુદ્ધને દેવતા આકાશમાં સાક્ષિધર રહ્યા થકા દેખેછે.

હવે પ્રથમ ભરત અને બાહુબળી એ ભાઇ આંખ્યો કહાડીને એક બીજાની સનમુખ દોડયા, આંખ મિટાવે નહી, માંહોમાંહે એક બીજાને દેખતાજ રહે, મહા શૂરવીર છે તોપણ ક્ષણ માત્ર રહ્યા તે વારે જેમ સૂર્યની સામે દેખવાથી આંખમાં પાણી આવી જાય તેમ ભરતરાજાની આંખ્યોમાં પાણી આવી ગયું, તે જોઇ દેવતા ફુલોનો વરસાદ વરસાવીને બોલ્યા કે બાહુબળી જીત્યો અને ભરત હર્યો. પછી ભરતે સિંહનાદ કર્યો તેથી પર્વત કંપાયમાન થયા. અને બાહુ બળીએ હાક મારી તે વારે બ્રહ્માંડ ફુટવા જેવો શબ્દ થયો. તેથી ભરતે પોતાના કાન ઢાંકી લીધા તે જોઈ દેવતા બોલ્યા કે બાહુબળી જીત્યો અને ભરત હાર્યો. તે વાર પછે બાહુ યુદ્ધમાં પ્રથમ ભરત રાજાએ હાથ લાંબો કર્યો. તેને બાહુબળીએ કમળનાળની પેરે વાળ્યો અને બાહુબળીએ પોતાનો હાથ લાંબો કર્યો તેને ભરત વાળવા ગયો પણ લગાર માત્ર ચસકયો નહી, હીંડોળાની પરે ભરત લટકી રહ્યો તે દેખી દેવોએ કહ્યું કે એમાં પણ બાહુબળી જીત્યો અને ભરત હાર્યો. તે પછી મુષ્ટી યુદ્ધ કરવા લાગ્યા ત્યારે પ્રથમ તો બન્ને ભાઈ મલ્લોની

પેઠે જુજારફોટ કરતા મલ્યા પછી ભરતે બાહુબળીને મુષ્ટી મારી તેથી બાહુબળી થોડીવાર આંખ્યો મીચી રહ્યો. પછી ભરતને દડાની મા- ફક ઉપાડીને આકાશમાં ઉછાળી દીધો; પરંતુ ફરી અનુકંપા આણીને પાછો પોતાના હાથમાં પકડી એક મુઠી મારી તેથી ભરત જમિનમાં પેશી ગયો તે જોઇ દેવતા બોલ્યા કે એમાં પણ બાહુબળી જીત્યો, અને ભરત હારી ગયો. પછી પાંચમું દંડ યુદ્ધ કરવા માંડયું. ત્યાં પ્ર- થમ તો ભરત મહારાજ લોહદંડ લેઇને બાહુબળીને માર્યો તેથી બાહુ- બળીનો મુકુટ માટીના ઘટ (ઘડા) ની પેરે ચુર્ણ થઈ ગયો અને બાહુબળી ગુડા સુધી જમીનમાં પેશી ગયો, પછી જમીનમાંથી બહાર નિકળીને બાહુબળીએ પણ લોહદંડ માર્યો તેથી ભરતનો મુકુટ ચર્ણ થઇ ગયો અને ભરત મહારાજનું સંપૂર્ણ સર્વ શરિર ધરતીમાં પેશી ગયું તે જોઇ દેવતાએ કહ્યું કે આ યુદ્ધમાં પણ બાહુબળી જીત્યો અને ભરત હાર્યો.

એમ પાંચે યુદ્ધ ભરત હાર્યો ત્યારે ચિંતાતુર થયો થકો વિચાર કરવા લાગ્યો જે મહારૂં રાજ્ય એ લેઇ લેશે ! આતે વળી કોઇ બીજો ચ- ક્રવર્તિ થયોછે કે શું? એવું ચિંતવી ચક્રને પોતાના હાથમાં લેઇ ભમાડીને પોતાની કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરી બાહુબળી ઉપર તે ચક્ર મુકયું પણ પોતાના ગોત્રમાં ચક્ર ચાલે નહી તેથી તે ચક્ર આવી બાહુબળીને ત્રણ પ્રદક્ષણા આપી પાછું જઇ ભરતના હાથમાં આવી બેઠું. એવી રીતે ભરતે જ્યારે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો તે જોઇ બાહુબળીને અત્યંત ક્રોધ ચઢી ગયો તેથી ભરતની ઉપર મુષ્ટી ઉપાડીને મારવા ચાલ્યો.

ત્યારે દેવાતા બોલ્યા વિચાર કરો. તે સાંભળી બાહુબળીએ જાણ્યું જે ધિક્કાર છે આ રાજને કે, જેના લીધે મ્હોટાભાઈને પણ મારવાનો વિચાર થયો. એવી રીતે વૈરાગ્ય પામીને બાહુબળે પોતે ભરતને મારવા માટે જે મુઠીવાળી હતી તે મ્હોટા પુરૂષની મુઠી પાછી ફરે નહી તેણે કરીને ભરતને મારવું મુકી દેઈ પોતાના મસ્તકે લોચ કરી દીક્ષા લઇને વિચરવા લાગ્યા તે વારે દેવતાઓએ ફૂલોનો વરસાદ વરસાવ્યો, અને ભરતરાજા પણ વિલાપ કરવા લાગ્યો કે મ્હારા સર્વ ભાઇયો દીક્ષા લેઈને જતા રહ્યા. પછી બાહુબળીના પુત્ર સોમયશને તિક્ષશિલાનગરીનું રાજ્ય આપી ભરતરાજા અયોધ્યાનગરીમાં આવ્યા.

હવે બાહુબળી સાધુએ વિચાર્યું જે મહારા ન્હાના અઠાણું ભાઇએ પ્રથમ શ્રી ઋષભદેવજીની પાસેથી દીક્ષા લીધેલી છે તે કેવળી થયા છે માટે હમણાં હું ભગવાનના સમવસરણમાં જઇશ તો ન્હાના ભાઇઓને વંદના કરવી પડશે. માટે હું અહીંયાંજ કાઉસગ્ગે રહી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી પછી પ્રભુ પાસે જઈશ. એવું ચિંતવી મનમાં અભિમાન ધારણ કરી ત્યાંજ કાઉસગ્ગે રહ્યા થકા એક વર્ષ વિતી ગયું, મસ્તક ઉપર વેલાઓ વીંટાઇ ગયા તેમને પ્રતિ, બોધવા માટે ઋષભદેવ સ્વામીએ બ્રાહ્મી અને સુંદરી, એ બે સાધ્વીઓને મોકલી. તે સાધ્વી ત્યાં આવી કહેવા લાગી કે હે ભાઇ તુમે ગજ ઉપરથી નીચે ઉતરો. હસ્તિ ઉપર આરૂઢ થયાથી કેવલ જ્ઞાન ઉપજે નહી. એટલું તેમનું બોલવું સાંભળતાંજ પોતે જાણ્યું કે આ સાધ્વીઓ કોઈવારે પણ જુઠું બોલે નહી, અને હાથી તો મારી પાસે નથી, પરંતુ અહંકારરૂપ હા

થી ઉપર હું ચઢેલોછું, એમ વિચારી માનનો ત્યાગ કરી ત્યાંથી પગ ઉપાડયો કે તરતજ કેવળજ્ઞાન પણ ઉપન્યું. અને પ્રભુના સમવસરણ માં બીરાજ્યા.

હવે એક દિવશે ભગવાન અષ્ટાપદ પર્વત ઉપર સમોસર્યા ત્યારે ભરતમહારાજાએ વિચાર્યું કે, બીજું તો મહારાથી કાંઇ બનતું નથી પણ આ સર્વ સાધુઓને આહાર વહોરાવું તો લાભ પામું એમ જાણી પાંચસેં ગાડાં સુખડીનાં ભરી લાવ્યો અને ભગવાનને કહેવા લાગ્યો. સ્વામીજી આજના દિવશે આ સર્વ સાધુઓને આહાર કરાવવાનો હુ-કમ મહારે ઘેર થઈ જાય તો ઘણુંજ રૂડું થાય. ભગવાને કહ્યું આ-ધાકર્મિક રાજ્યપિંડ સાધુઓને લેવું કલ્પે નહી, વળી સન્મુખ આહાર લઈ આવ્યો તેમાટે સાધુઓએ લીધો નહી. એવું જોઇ ભરતરાજા ચિંતવવા લાગ્યો જે હું તો સર્વ પ્રકારે ભક્તિ રહિત થયો, અને ઘણો સોચ કરવા લાગ્યો. તે જોઈ ઇંદ્રમહારાજે ભગવાનને પુછયું કે હે પ્રભુ ! અવગ્રહ કેટલા પ્રકારના છે ? તે સાંભળી ભગવાને કહ્યુ કે, અવગ્રહ પાંચ પ્રકારના છે.

તેમાં એક ઇંદ્રનો અવગ્રહ, બીજો રાજેંદ્રનો અવગ્રહ, ત્રીજો ગ્રહપતિનો અવગ્રહ, ચોથો સાગારિકનો અવગ્રહ અને પાંચમો સાધ-ર્મિકનો અવગ્રહ. એ પાંચ અવગ્રહ જાણવા.

તે સાંભળી ઇંદ્ર બોલ્યા કે, હું તો આપના સર્વ સાધુઓને મારા ક્ષેત્રમાં સુખે વિચરવાની આજ્ઞા આપું છું. તેવારે ભરતમહારાજે કહ્યું કે, મહારી છ ખંડ પૃથ્વીમાં હું પણ આપના સર્વ સાધુઓને

વિચરવાની આજ્ઞા આપું છું. એમ કહેવાથી ભરતને ઘણો સંતોષ થયો. વળી ભરતે ઇંદ્રને પુછ્યું કે, આ આહારનું હવે શું કરવું તે વારે ઇંદ્રે કહ્યું તમારાથી અધિક ગુણવાન હોય તેને આહાર જમાડો. ને પછી ભરતે પણ તે આહાર શ્રાવકોને જમાડયો.

હવે ભરતરાજા સદા સર્વદા શ્રાવકોને જમાડે છે. કેટલાએક કાળ પછી ઘણા જમનારા થયા તે વારે પરિક્ષા કરીને સર્વને શેલાણીના કાંગણી રત્નની જનોઇ આપી તથા દેવ, ગુરૂ, અને ધર્મરૂપ ત્રણ તત્વ સંબંધી ત્રણ રેખા પ્રત્યેક શ્રાવકને કરી ત્યાંથી જનોઈ આપવાની ચાલ પડી. ઈહાં ઋષભદેવ સ્તુતિના ચાર વેદ થયા.

એકદા ભરતમહારાજાયે ઇંદ્રમહારાજને પુછ્યું કે તમારૂં ખરેખરૂં રૂપ કેવું છે? ત્યારે ઇંદ્રે એક અંગુલી બતાવી તે મહાજવાલા માલાકુલ દેખીને ભરત ચમત્કાર પામ્યો. તીહાંથી વર્ષોવર્ષ ઈંદ્ર મહોત્સવ ચાલુ થયો.

હવે એક દિવશ ભગવંત વિનીતાએ આવ્યા. તેમને ભરતવાંદવા આવ્યો, પ્રભુયે દેશના દેઇ સંસારનું અનિત્યપણું દેખાડયું, જીવકર્મના ભારે કરી તુંબડાના દૃષ્ટાંતે સંસારમાં બુડેછે, જેમ તુંબડાને માટી ચોપડી પાણીમાં મુકીયે તો હેઠું બેસે, તેમ આઠ કર્મે કરી જીવ ભારી થયો થકો હેઠો બેસે છે. એવી ભગવાનની વાણી સાંભળી ભરત મનમાં વૈરાગ્ય પામ્યો, જ્ઞાનદશામાં લયલીન થયો. એમ અનુક્રમે એકદા ભરતરાજા અરીસા ભવનમાં બેઠા થકા અનિત્ય ભાવના ભાવતા કેવળજ્ઞાન પામી મોક્ષ પહોચ્યા છે; પછી તેમને પાટે આદિત્ય

યશારાજા થયા તેણે સોનાની જનોઇઓ કરીને એમજ શ્રાવક જમાડયા તેના પાટે મહાયશારાજા થયો તેણે રૂપાની જનોઇઓ કરીને શ્રાવક જમાડયા. એમ આઠપાટ લગે શ્રાવક જમાડયા છે. તેમાં કેટલાક એક રાજાએ સુત્રની જનોઇ કરી જમાડયા છે, પછી તે જનોઈના પહેરનાર સર્વ બ્રાહ્મણ કહેવાણા.

ભરતના પાટે આદિત્ય યશા, તેના પાટે મહાયશા, તેને પાટે અભિબલ, તેને પાટે બલભદ્ર, તેને પાટે બળવીર્ય, તેને પાટે કીર્તિવીર્ય, તેને પાટે જલવીર્ય, તેને પાટે દંડવીર્ય, એ આઠે રાજાએ ભગવંતનો મુકુટ પહેર્યો અને એ આઠે રાજા અરીસાભવનમાં કેવળી થઇ મોક્ષે ગયા છે.

ભગવાન શ્રી ઋષભદેવજી એક લાખ પૂર્વ પર્યંત વિચરીને ઘણા જીવોને પ્રતિબોધ્યા.

હવે શ્રી ઋષભદેવ સ્વામીના પરીવારનું વર્ણન કરેછે:—ઋષભનાથજીને ઋષભસેન આદે દેઇને ચોરાશી ગણધર થયા. તથા ઋષભસેન પ્રમુખ ચોરાશી હજાર સાધુઓની ઉત્કૃષ્ટી સંપદા થઇ. તથા બ્રાહ્મી અને સુંદરી આદે દેઇને ત્રણ લાખ સાધવીઓની ઉત્કૃષ્ટી સંપદાઇ થઇ. તથા શ્રેયાંસ આદે દેઈને ત્રણ લાખ ને પાંચ હજાર શ્રાવકોની ઉત્કૃષ્ટી સંપદા થઇ. તથા સુભદ્રા આદે દેઇને પાંચ લાખને ચોપન હજાર શ્રાવીકાઓની ઉત્કૃષ્ટી સંપદા થઇ. તથા ચાર હજાર સાતસો ને પચાશ ચૌદ પૂર્વધર તે કેવળી નહી પણ કેવળી સરખા સાધુઓની ઉત્કૃષ્ટી સંપદા થઈ. તથા ઋષભનાથ અરિહંતને નવહજાર અવધિજ્ઞાનીની સંપદા થઇ. તથા વીસ હજાર કેવળજ્ઞાનીની ઉત્કૃષ્ટી

સંપદા થઇ. તથા બાર હજાર છસેંને પચાશ અઢીદ્વિપમાં સંજ્ઞી પંચેં દ્રીય પર્યાપ્તાજીવોના મનના પરિણામને જાણે એવા વિપુલમતિ, મનઃ પર્યવજ્ઞાનના ધરનાર સાધુઓની ઉત્કૃષ્ટી સંપદા થઇ. તથા તેટલાજ વાદી જાણવા. એટલે બાર હજાર છસેંને પચાસ વાદી સાધુઓની ઉત્કૃષ્ટી સંપદા થઇ. તથા વીશ હજાર સાધુ સિદ્ધ થયા. ચાળીસ હજાર સાધ્વી સિદ્ધ થઈ. શ્રીઋષભનાથ અરિહંત કૌશલિકને બાવીશ હજારને નવસેં સાધુઓ અનુત્તર વિમાને ગયા, એકા અવતારી થયા. શ્રીઋષભદેવ અરિહંતને બે પ્રકારે અંતગડ ભૂમિ થઇ. તિહાં યાવત્ અસંખ્યાતા પાટ લગે કેવળજ્ઞાન ચાલ્યો, મોક્ષમાર્ગ વહ્યો; તે યુગંતકૃત ભૂમિ કહેવાય અને ભગવાનને કેવળજ્ઞાન ઉપન્યા પછી અંતર મુહુર્ત કાળ વિતે કોઇ મોક્ષે ગયો એટલે અંતર મુહુર્ત પછી મરૂદેવી માતા મોક્ષ તે પર્યાયાંતકૃત ભૂમિ કહેવાય.

તે કાળને વિષે, શ્રીઋષભનાથ અરિહંત વીશ લાખ પૂર્વ સુધી કુમારપણે રહ્યા. અને ત્રેશઠ લાખ પૂર્વ રાજ્યાવસ્થામાં રહ્યા, એવી રીતે તાયાશી લાખ પૂર્વ ઘર વાસે રહ્યા, શીતેર લાખ ક્રોડ વર્ષની ઉપર બીજા છપન્ન હજાર વર્ષ છદ્મસ્થ પણે રહ્યા તથા એક હજાર વર્ષ ઉણા એક લાખ પૂર્વ કેવળી પ્રયાય સંપૂર્ણ એક લાખ પૂર્વ સાધુપણું પાળીને ભવોપગ્રાહી ચાર કર્મનો ક્ષય કરી આ અવસર્પિણીનો સુખમદુખમા નામા ત્રીજો આરો તે ઘણો વિતી ગયો બાકી ત્રણ વર્ષને સાડા આઠ મહિના શેષ રહ્યા તેવારે શીતકાળનો ત્રીજો મહિનો, પાંચમું પખવાડીયુ માઘવદિ તેરશને દિવસે અષ્ટાપદ પર્વતની ઉપર દશ હજાર સાધુઓની સાથે છ ઉપવાસ પાણી રહિત કીધેથકે,

અભીચ નક્ષત્રે ચંદ્રમાનો યોગ આવે છતે પ્રથમ પહોરની પાછલી બપોરની વખતે, પાલખીવાળેલા આસને બેઠા થકાં કાળગત થયા, યાવત્ સર્વ દુઃખ થકી રહિત થયા.

તે અવસરમાં શકેંદ્રનું આસન ચલાયમાન થયું તે વખતે આંખોમાં આંસુ ભરાણાં થકો ઈહાં આવ્યો, આવીને ભગવાનને ત્રણ પ્રદક્ષણા દેઇ, નમસ્કાર કરી, યોગ્ય સ્થાનકે બેઠો, બીજા પણ સર્વ ઇદ્રો આવીને બેઠા પછે શકેંદ્રે દેવોને મોકલી નંદન વનમાંથી ચંદન મંગાવ્યું તેની ત્રણ ચય બનાવી. એક ભગવાનના શરિરને માટે, બીજી ગણધરોના શરિરને માટે અને ત્રીજી સર્વ સાધુઓના શરિરને માટે. વળી અભિયોગિક દેવોની પાસે ક્ષીર સમુદ્રનું પાણી મંગાવી શકેંદ્રે ભગવાનના શરિરને સ્નાન કરાવ્યું, સર્વ વસ્ત્ર, ઘરેણાં પ્રમુખ પહેરાવ્યાં. પછી ત્રણ પાલખી કરી. તિહાં એક પાલખીમાં ભગવાનનું શરિર, એકમાં ગણધરોનું શરિર અને એકમાં મુનિઓનાં શરિરને મૂકી શુદ્ધ ભૂમિયે લઇ જઇને ચિતાની પાસે પાલખીઓ રાખી. વળી શકેંદ્રે ભગવાનના શરિરને પાલખીમાંથી લેઇને ચિતામાં મૂકયું. તથા અન્ય દેવોએ બીજા ગણધરાદિકના શરિરને પાલખીમાંથી ઉતારીને ચિતામાં મુકયાં. તથા શકેંદ્રના હુકમથી અગ્નિકુમાર દેવો મન માંહે ઉદાશ થયા થકા ચિતામાં અગ્નિ સળગાવવા લાગ્યા, તથા વાયુકુમાર દેવો પણ ઉદાશ થઇ વાયુ ચલાવવા લાગ્યા, વળી બીજા દેવો ચિતામાં ઘૃત પ્રમુખને સીંચવા લાગ્યા. પછે જેવારે માત્ર હાડકાંજ શેષ રહે અને બીજો શરિરનો ભાગ સર્વ બળીને ભસ્મ થઈ જાય ત્યારે મેઘકુમાર દેવો વરસાદ વરસાવીને ચિતાને બુઝાવી નાંખે.

પછે શક્રેંદ્ર ભગવાનની ઉપરની જમણી બાજુની ડાઢાલીયે અને ઈશાનેંદ્ર ઉપરની ડાબી બાજુની ડાઢાલીયે તથા ચમરેંદ્ર નીચલી જમણી બાજુની ડાઢાલીયે અને બલેંદ્રનીચેની ડાબી બાજુની ડાઢાલીયે. તથા બીજા દેવતા જે છે તેમાંથી કેટલાએક તો જિન ભક્તિના વશ થકી, કેટલાએકતો આપણો આચાર છે એવું માનીને, કેટલાએક તો ધર્મ માનીને પરમેશ્વરનાં અંગોપાંગના સર્વ હાડકાં લઇ લીયે. પછી શક્રેંદ્ર જે સ્થાનકે ડાગ દેવાણો હોય તે સ્થાનકે રત્નોનાં ત્રણ પીઠ બનાવે એટલું કરીને સર્વ દેવો નંદીશ્વરદ્વિપને વિષે જઈ અઠાઈમહોત્સવ કરીને પોતપોતાને સ્થાનકે જાય. અને દાઢા પ્રમુખ જે લઇ આવ્યા હોય તે પોતપોતાની સભાને વિશે મજમયી ડાબડામાં જઈ રાખે, તેને ગંધ માલાદિકથી પૂજે, ધુપ દે, એ પ્રકારનો પ્રભુનો નિર્વાણ મહોત્સવ દેવતાએ કર્યો.

આ ગ્રંથમાં જે કાંઇ ભુલચુક રહી હોય તે વાંચનાર સાહેબો માફ કરી સુધારી વાંચશો.



# જાહેર ખબર.

સર્વે સદગૃહસ્થોને ખબર આપવામાં આવેછે કે અમારી ઑફીસમાંથી સરવે જાતનાં પુસ્તકો મળશે, જેવાં કે. જૈનધર્મનાં તથા કામદાઓ તથા વારતાઓ વિગરે હરેક જાતનાં પુસ્તકો કીફાયતથી આપવામાં આવશે. માટે જેઓ સાહેબને જોઇએ તેમણે નીચે સહી કરનારને લખી જણાવવું નોટપેડ પત્ર લેવામાં આવશે નહીં.

શા. ગટાલાલ મનસુખરામ.

વ્યાવહારીક તથા જૈન દિવાકર ઓફીસ.

મુ. અમદાવાદ.